## મૂલ્ય પરિવર્તન

સર્વનો ઉદય ને જગતનો જય હજો !

જાગ, તું નૌ પ્રભા
પ્રેમ પથે પરમ,
સૌમ્યથી સૌમ્યતમ,
નિર્મળું હૃદય ને
નમ્ર, નિર્ભય હજો !

સર્વનો ઉદય ને જગતનો જય હજો !

સર્વમાં જો હરિ,
મેલ મમતા પરી;
ક્રાન્તિ કરુણા ભરી,
દૃગ નિરામય અને
ડગ નિરાશ્રય હજો !

સર્વનો ઉદય ને જગતનો જય હજો !

થાંત ને દૃઢ પદે,
મુક્ત જીવન પથે,
હદ થકી અનહદે,
વ્યક્તિગી વિધાનય
પૂર્ણ અદ્વય હજો !

સર્વનો ઉદય ને જગતનો જય હજો !

તા. ૧૧-૧૧-૫૮ મકરન્દ દવે

# આમુખ

ક્રાન્તિનો વિચાર અત્યાર સુધી આર્થિક, સામાજિક, રાજકીય અને બહુ બહુ તો સાંસ્કૃતિક તેમ જ સાહિત્ય, લલિતકળા વગેરે ક્ષેત્ર પૂરતો સીમિત રહ્યો છે. મુખ્યત્વે કરીને ક્રાન્તિનો સંબંધ ભૌતિક મૂલ્યો પૂરતો સીમિત રહ્યો છે, ગણવામાં આવ્યો છે. આધ્યાત્મિક મૂલ્યોને ભક્તિને જાણે કે ક્રાન્તિ સાથે લેશમાત્ર સંબંધ જ નથી, વ્યવહારમાં તેને કાંઈ સ્થાન જ નથી, એમ વિચારાતું અને મનાતું આવ્યું છે.

દુનિયાએ આજ સુધીમાં ક્રાન્તિના અનેક માર્ગો, ફિલસૂફીઓ, તર્ક-વિચારસરણીઓ જાણ્યા છે, પ્રયોગો કર્યા છે, કડવા-મીઠા અનુભવો પ્રાપ્ત કર્યા છે. એ બધામાં જે પ્રાણતત્ત્વ ખૂટતું રહ્યું છે તે ભક્તિનું છે.

ભૂદાનયજ્ઞમૂલક ગ્રામોદ્યોગપ્રધાન અહિંસક લોકક્રાન્તિની વિશિષ્ટતા જ આ છે કે તે ભક્તિનું ખૂટતું તત્ત્વ પૂરું પાડે છે,—ક્રાન્તિનો એટલે કે મૂલ્ય પરિવર્તનનો માર્ગ બતાવે છે. શ્રી વિનોબાજીએ "ક્રાન્તિ એટલે મૂલ્ય પરિવર્તન"—એમ જે ક્રાન્તિની અર્થગંભીર વ્યાખ્યા આપી છે તેનો અર્થ હું આ રીતે ઘટાવું છું કે, ભક્તિમાં ક્રાન્તિ એટલે મૂલ્ય પરિવર્તન.

જ્યાં ભક્તિ નથી ત્યાં ક્રાન્તિ નથી. જો કંઈ હશે તે ક્રાન્તિનો કોલાહલ અને માત્ર બાહ્ય સ્વરૂપ જ હશે; અને જ્યાં સત્ય નથી ત્યાં ભક્તિ પણ નથી. એ જ પ્રમાણે જ્યાં સમદૃષ્ટિ, સમભાવ કે અદ્વૈતભાવ નથી ત્યાં સત્ય પણ નથી જ નથી. વળી, જ્યાં હિતવિરોધ છે, અને જ્યાં નાતજાત, ભાષા, પ્રાંત, પંથ, સંપ્રદાય અને ખાસ કરીને પક્ષના તથા જૂથબંધીના ભેદભાવ છે ત્યાં સમદૃષ્ટિ-સમભાવ વગેરેનો પણ

અભાવ જ છે તે પણ સ્પષ્ટ છે. ભક્તિમાં ભેદભાવ હોઈ ન શકે, હિતવિરોધ સંભવી ન શકે, હિતસંઘર્ષની સંભાવના હોઈ જ ન શકે.

હિતવિરોધનાં વિચાર ઉપર રચાયેલી અને ટકી રહેલી વર્તમાન લોકશાહીની પક્ષ–પદ્ધતિને કારણે પેદા થતા અહમના સંઘર્ષને—જે પક્ષભેદનું વ્યવહારમાં નગ્ન સ્વરૂપ છે તેને – નથી કોઈ સ્થાન ભક્તિમાં કે નથી કોઈ સ્થાન ક્રાન્તિમાં.

જે પ્રક્રિયા વૈજ્ઞાનિક નથી તે પરિશુદ્ધ નથી; જે સાધન શુદ્ધ નથી તે વૈજ્ઞાનિક નથી; જે અંતિમ ધ્યેય અથવા સાધના કેન્દ્રમાં ભક્તિનું સ્થાન નથી ત્યાં મૂલ્ય પરિવર્તન સંભવિત નથી; અને જે ક્રાન્તિમાં મૂલ્ય પરિવર્તન થતું નથી તે અહિંસક ક્રાન્તિ તો નથી જ પરંતુ "ક્રાન્તિ"યે નથી.

'ક્રાન્તિ એટલે મૂલ્ય પરિવર્તન' એ લક્ષણ છે, કેમકે વ્યવહારમાં મૂલ્ય પરિવર્તનનું પ્રત્યક્ષ દર્શન અને જીવંત અનુભવ જ પરિણામમૂલક હોઈ શકે. આમ છતાં, તેનો પ્રારંભ તો વિચારમાં જ થાય છે. મનમાં ક્રાન્તિ થઈ ન હોય ત્યાં સુધી મૂલ્યો બદલી શકતાં નથી. વૈચારિક ક્રાન્તિ થઈ હોય તો જ મૂલ્યો સદંતર બદલી શકે છે. એ વિના મૂલ્ય પરિવર્તન નહીં થાય, પરંતુ ક્રાન્તિનો ભ્રમ પેદા કરનારું પરિસ્થિતિનું જ પરિવર્તન થશે. આજ સુધી દુનિયામાં જેટલી ક્રાન્તિઓ થઈ છે તેમાં ક્રાન્તિ એટલે મૂલ્ય પરિવર્તન થયું નથી, પરંતુ માત્ર અથવા મુખ્યત્વે પરિસ્થિતિનું જ પરિવર્તન થયું છે.

એનું કારણ એ છે કે, ક્રાન્તિ જેમ સાધ્ય છે, તેમ એક પ્રક્રિયા છે, એક સાધન છે,—'ક્રાન્તિ એટલે મૂલ્ય પરિવર્તન'ને યથાર્થ કરનારું ને એનું પ્રત્યક્ષ વ્યવહારમાં દર્શન જે પરિણામમાં થાય છે તે પરિણામ પ્રાપ્ત કરવાનું સાધન છે. મૂલ્ય પરિવર્તન થયું હોય ત્યારે જ ક્રાન્તિ થઈ છે એમ કહી શકાય. ત્યાં સુધી ક્રાન્તિની પ્રક્રિયા ચાલી રહી છે એટલું જ કહી શકાશે.

# લોકશાહીમાં ક્રાન્તિ

**આજે** લોકશાહી યુરોપમાં પણ છે અને અમેરિકામાં પણ છે. પરંતુ આપણા દેશની લોકશાહી આપણા દેશને ગોઠે તેવી ઘડાવી જોઈએ. આપણા દેશની લોકશાહી ભારતીય લોકશાહી કહેવાય. ભારતનો દસ હજાર વરસોનો અનુભવ ધ્યાનમાં લઈને અહીંની લોકશાહીનું એક સ્વતંત્ર ભારતીય રૂપ ઘડાવું જોઈએ; અને એ થવાનું છે.

ભારતીય ક્રાન્તિનો વિચાર એક સ્વતંત્ર વિચાર છે, કેમ કે ભારતની એક વિશિષ્ટ ઐતિહાસિક અવસ્થા છે જે બીજા દેશોમાં નથી. એટલા માટે ભારતમાં ક્રાંતિ ખેતીની મારફત જ થવાની. ખેતર પર કામ કરનારાં સંખ્યાબંધ મનુષ્યો એ જ ભારતમાં ક્રાંતિનું મુખ્ય વાહન બનવાનાં. માટે ખેતીની ભૂખ બધાને લાગવી જોઈએ એવો મારો પ્રયત્ન છેલ્લાં આઠ વર્ષોથી ચાલે છે. બધાંને એમ થવું જોઈએ કે એમની આજીવિકાને માટે ભલે મજૂરીનો ધંધો હોય કે બીજાં નાનાં સાધનો હોય, છતાં ખેતીની સેવા કરવાનો મોકો તો અમને બધાને મળવો જોઈએ. આવી કૃષિ-ઉપાસના એ ભારતમાં ક્રાંતિનો આધાર છે. જે લોકો ખેતીની ઉપાસના કરશે એ લોકો ભારતીય ક્રાંતિના આધાર બનશે.

આ વસ્તુ ભારતના જીવનમાં વણાયેલી છે. પ્રાચીન કાળથી અત્યાર સુધીનો ભારતીય સમાજનો મુખ્ય આધાર ખેતી પર જ રહેલો છે, અને આજે પણ સરકારની જે યોજનાઓ છે તે બધી યોજનાઓ પણ જો ખેતીનો વિકાસ ન થાય અને ભારત અન્ન વિશે સ્વાવલંબી ન બને તો ફોગટ જવાની છે.

ત્યારે રક્તમય ક્રાન્તિની વાત ચાલતી હતી; પરંતુ એ વાત ભારતમાં ન ચાલે અને કોમ્યુનિસ્ટોએ પણ એ વાતને હવે છોડી દીધી છે— એમ જાણીને કે વિજ્ઞાનયુગમાં હિંસાનાં શસ્ત્રો કેવળ કોમ્યુનિસ્ટોને જ પ્રાપ્ત થશે અથવા તો થયાં છે તેમ નથી, બિનકોમ્યુનિસ્ટોને પણ એ ઓજારો આજે પ્રાપ્ય છે. એટલે હિંસાશક્તિને આધારે ક્રાંતિની વાત હવે જૂના જમાનાની થઈ ગઈ, એ વસ્તુ કોમ્યુનિસ્ટો પણ હવે સમજતા થઈ ગયા છે. હવે એક વાત વધુ સમજવી જોઈએ.

આજે કેવળ કાનૂની રાજ્ય ચાલે છે અને તેમાં અમુક પાર્ટી રાજ્ય ચલાવે છે. દા. ત. અત્યારે કેરળમાં કોમ્યુનિસ્ટ અને બીજા પ્રાંતોમાં કોંગ્રેસ રાજ્ય ચલાવે છે; અને એમના વિરોધમાં એક વિરોધી પાર્ટી હોય છે. તે વિરોધી પાર્ટી પણ કાનૂનને ટેકો આપનારી પાર્ટી હોય છે. કાનૂની ધંધા માટે વિરોધી પક્ષનો ઉપયોગ થાય છે. ચૂંટણીમાં ચૂંટાઈને જે કોઈ એસેમ્બલીમાં કે પાર્લામેન્ટમાં જાય છે તે આજની સ્થિતિને કાયમ રાખવામાં મદદ કરનાર થઈ જાય છે; પછી તે વિરોધી પક્ષની વ્યક્તિ હોય કે રાજ્ય કરનાર પક્ષની વ્યક્તિ હોય. કાનૂન મારફતે થોડાઘણા સુધારા કરી પ્રજાને થોડુંઘણું સુખ અપાય એટલું એ કરે છે. કાનૂન બનાવવા અને કાનૂન સુધારવા, આ બંને વસ્તુઓની પાછળ રાજ્યકર્તા જૂથની અને વિરોધી પક્ષની જમાતની શક્તિ ખર્ચાય છે. એટલા માટે પી. એસ. પી. વાળા, સમાજવાદી, કોમ્યુનિસ્ટો, કોંગ્રેસવાળા વગેરે જે લોકો ચૂંટણીમાં ઊભા થાય છે, અને જે ચૂંટાઈને જાય છે, તે બધા લોકો ક્રાંતિકારી મટી જાય છે અને સેવકો બની જાય છે.

સેવક થવું એ કંઈ ખરાબ નથી આજની સમાજની સ્થિતિમાં સમાજની કંઈક ને કંઈક સેવા કરવી જરૂરનું છે અને તેમાં અમુક લોકો મદદ કરે તે કાંઈ ખરાબ નથી. આજે હૉસ્પિટલો ચાલે છે તે સારું છે, પરંતુ તેથી કાંઈ રોગો મટતા નથી. એટલે રોગો મટાડવાની જુદી યોજના થવી જોઈએ, અને રોગ થયા પછી સેવા

કેરવાની જુદી યોજના થવી જોઈએ. તેનામાં હોસ્પિટલની જરૂરત છે અને તે કામ અહિંસાનું કામ પણ કહેવાય. લડાઈમાં જખમીઓની સેવા કરવાનું કામ જે કરે છે તેય અહિંસાનું કામ કહેવાય. તેમ છતાં લડાઇને કાઢી નાખવાની શક્તિ એ અહિંસામાં નવી લડાઈ ચાલતી હોય ત્યારે જખમીની સેવા કરનાર સેવકો મૂલ્યવાન સેવા કરે છે; પરંતુ તેથી કાંઇ લડાઇનું નિર્મૂલન ન થઈ શકે,—લડાઇ ન થવી જોઇએ તેવી વાત તેનાથી ન થઈ શકે. પરંતુ લડાઈ જ ન થાય તેવી અવસ્થા જે ઉત્પન્ન કરે તેનું નામ ક્રાંતિ. હોસ્પિટલની જરૂરત ન પડે, બીમારી ન થાય તેમ કરવું તેનું નામ ક્રાંતિ. ભાઈઓ, ક્રાંતિ એ મૂળભૂત વસ્તુ હોય છે, જ્યારે સેવા એ ઉપર ઉપરથી થયા કરે છે.

આ બધા રાજનૈતિક પક્ષો,—જેમાં પી. એસ. પી. વાળા, સામ્યવાદીઓ, સમાજવાદીઓ, કોંગ્રેસવાળા, જનસંઘવાળા વગેરે બધા પક્ષોની હું ગણતરી કરું છું,—એ બધા પક્ષો જે ધ્રુવીકરણ મારફત કામ કરે છે, અને જેઓ એસેમ્બલીમાં જાય છે તેઓ દ્વારા ક્રાંતિ નથી થવાની, સેવા થશે ખરી પછી અમુક પક્ષના હાથમાં વધુ સત્તા હશે એનાથી વધુ સેવા થશે, અને જેમના હાથમાં ઓછી સત્તા હશે તેનાથી ઓછી સેવા થશે. એ બધી ચર્ચાઓ તમે કરી લેજો. પરંતુ ક્રાંતિ કાનૂન મારફત નહીં થાય. અને લોહિયાળ રીતે તો ક્રાંતિ થવાની જ નથી. તે વાત જૂની થઇ ગઈ છે. એ તો કોમ્યુનિસ્ટો પણ સમજી ગયા છે, કેમકે વિજ્ઞાનયુગમાં શસ્ત્રાસ્ત્રો ક્રાંતિકારીઓના જ હાથમાં હોય છે તેવું નથી, તે બીજાઓના હાથમાં પણ હોઇ શકે છે.

એટલે હવે બીજો એક રસ્તો રહ્યો· સર્વોદયનો રસ્તો, સત્યાગ્રહનો રસ્તો. પરંતુ સત્યાગ્રહ એટલે શું એ લોકો સમજતા નથી; એટલે કાનનથી પેદા થતા દુ:ખોમાંથી રાહત અપાવવાને લોકો સત્યાગ્રહ કહે છે. આજકાલ જે સત્યાગ્રહો થાય છે તે કાનનથી પિડાતા લોકોને રાહત-આપવાના સત્યાગ્રહો થાય છે. પરંતુ તે ક્રાંતિનું સાધન નથી તે સમજી લેવું જોઇએ. જેવી રીતે અરજી કરીને કાનૂનમાં સુધારા થઇ

શકે છે, એસેમ્બ્લીમાં દાખલ થઈને કાનૂનમાં સુધારા કરવાના પ્રયત્નો થાય છે, પાર્લામેન્ટમાં જઈને કાનૂનમાં સુધારા કરવાનો પ્રયત્ન થઈ શકે છે, જાહેર લોકમતમાં સુધારો કરીને કાનૂનમાં સુધારા કરવાનો પ્રયત્ન થઈ શકે છે,—તેવી રીતે સત્યાગ્રહનો રસ્તો લઈને કાનૂન સુધારવાનો પ્રયત્ન કરીશું તો તે પ્રયત્ન પણ કાનૂન સુધારવાનો જ પ્રયત્ન થશે, ક્રાંતિનો પ્રયત્ન નહીં થાય.

ક્રાંતિનો પ્રયત્ન એટલે કે લોકોની શક્તિ ઊભી કરવાનો પ્રયત્ન, સરકારની ગરજ ઓછી કરવાનો પ્રયત્ન. માટે મેં આજે લોકો પાસે ત્રિવિધ સ્વાવલંબનની વાત મૂકી: (૧) અન્નસ્વાવલંબન, જેમાં વિદેશો પર અનાજ માટે અવલંબન ન રાખવું પડે; (૨) રક્ષણ-સ્વાવલંબન, જેમાં લોકોને રક્ષણ માટે સેના પર આધાર ન રાખવો પડે; અને (૩) સેવા-સ્વાવલંબન, જેમાં લોકસેવા માટે લોકોમાંથી સેવકો નીકળે અને સરકારી નોકરોને આધારે પ્રજાને જીવવું ન પડે. આવો ત્રેવડો ક્રાંતિકારી કાર્યક્રમ ઘડવાની શક્તિ કાનૂનમાં વધારાઘટાડા કરનાર લોકો નથી ધરાવતા.

કાનૂનમાં સુધારા કરવાના ચાર રસ્તા : એક તો અરજી કરીને, બીજું એસેમ્બ્લીમાં ને પાર્લામેન્ટમાં જઈને, ત્રીજું પ્રચાર દ્વારા લોકમત તૈયાર કરીને અને ચોથું (અમને કાનૂનભંગ જે સત્યાગ્રહમાં ખપે છે તે) કરીને. પરંતુ એ ચારેય માર્ગે માત્ર કાનૂન-માળખું સુધારવાની વાત થાય છે, ક્રાંતિની વાત થતી નથી. માટે જો ક્રાંતિ જોઈતી હોય તો તો જે રાજ્ય જબરજસ્ત થયું છે તે રાજ્ય ગામડે ગામડે વહેંચાઈ જવું જોઈએ અને ગામે ગામ થવું જોઈએ.

ગામડાવાળા ને શહેરવાળા લોકો પોતાનો કારભાર પોતે જ ચલાવે. આજે પ્રતિનિધિ મારફત જે લોકશાહી ચાલે છે, તેને બદલે લોકો પોતે જ પોતાનો કારભાર સંભાળે અને તે તે ઠેકાણે રાજ્ય ચલાવે, અને સરકાર પાસે ઓછામાં ઓછી સત્તા રહે. રેલવે, પોસ્ટ, પરદેશ

સાથે સંબંધ વગેરે કામો ભલે સરકાર પાસે રહે, પરંતુ લોકોનાં રક્ષણ, પોષણ, શિક્ષણ વગેરે કામો લોકો પોતે કરે. વળી જો સરકારી નોકરો કે પોલીસ-મિલિટરીની જરૂરત ન પડે એવું જો લોકો સિદ્ધ કરી શકે, તો તે બધું ક્રાંતિનું કામ કર્યું એમ કહેવાય. સરકારની સત્તામાંથી એકેક કામ બહાર કાઢીને લોકો પોતાના હાથમાં લેતા જાય અને સરકારનો ભાર ઓછો થતો જાય એનું નામ ક્રાંતિ. એમ કરતાં કરતાં સરકાર તદ્દન જ ન રહે તો બહુ સારું; અને રહે તો ભલે નાનકડી સરકાર રહે તેની કંઈ હરકત નથી. થોડી સત્તા સરકારના હાથમાં રહે તો ભલે રહે. મુદ્દલ જ ન રહે તો આપણે બધા નાચીએ અને ગાઈએ કે 'સરકાર ગઈ, સરકાર ગઈ, લોકશક્તિ વિકસિત થઈ.' જો સરકારની જરૂરત ન પડે તો ગામે ગામે તોરણ બાંધીએ અને સાકર વહેંચીએ.

એ અવસ્થા આજે ભલે ન હોય, કાલેય ભલે ન હોય, પણ પરમ દિવસે તો આવી શકે. પરંતુ એ પરમ દિવસ ક્યારે લેવાય એ તો આપણા પુરુષાર્થ ઉપર આધાર રાખે છે. તો, ગામડાની અને શહેરોની સ્વતંત્ર શક્તિ વધવી જોઈએ અને તે માટે ત્રિવિધ યોજના મૂકી છે એ યોજના પર જેને જે વાંધો ઉઠાવવો હોય તે ઉઠાવી શકે છે; પછી તે કોમ્યુનિસ્ટ હોય કે પી એસ. પી વાળા હોય કે કોંગ્રેસવાળા હોય, સૌનો વાંધો સાંભળવા હું તૈયાર છું. એ આક્ષેપોનો ઉત્તર હું આપી શકું તેમ છું હું એટલું કહેવા માગું છું કે ક્રાંતિનું કાર્ય એમણે કોઈએ ઉપાડ્યું નથી. જે નાના નાના સત્યાગ્રહો ચાલે છે તે લોકોને રાહત આપવા માટે, કાનૂનને સુધારવા માટે ભલે જરૂરના હોય તો હોય, પણ એ ક્રાંતિનું કાર્ય નથી એટલું તમે સમજી લેજો હવે હું મારી ત્રિવિધ યોજના મૂકું:—

'ક્રાંતિ' નામની ભાઈઓ કરતાં બહેનોને વધારે જરૂર છે. દેશમાં આંતરિક શાંતિનું કામ પોલીસ કે લશ્કરની મદદથી ન કરવું પડે, તેવું આપણે કરવું જોઈએ. આટલું કરીએ ત્યાર પછી મિલિટરીનું શું

થશે ? બહારથી આક્રમણ થશે એનું શું થશે ? એ બધા વિચાર કરવાનો પ્રસંગ આવે. પરંતુ પહેલે પગલે તો અંતર્ગત શાંતિને માટે લોક-સૈન્ય તૈયાર કરે, અને શાંતિ સૈનિકનું કામ કરે એટલા માટે મેં ક્રાંતિ માટે બહેનોને ઇશારો કર્યો; કારણ કે શાંતિની મૂર્તિ તો બહેનો હોઇ શકે. ભાઇઓ કરતાં બહેનોમાં શાંતિની શક્તિ વધારે હોય છે, તેવું ભાઇઓ તો માને છે; બહેનો શું માને છે તે તો તેઓ જાણે તો શાંતિ-સેનામાં બહેનો શી રીતે મદદ કરે એને માટે મેં એક કાર્યક્રમ બતાવ્યો છે કે, પ્રત્યેક ઘરમાં સર્વોદય-પાત્ર રખાવું જોઈએ, જેમાં ઘરના નાના છોકરાની પાસે શાંતિ-વિચારને માટે, શાંતિ-સેનાને માટે, અમારા ઘરની સંમતિ આ ચોખાના રૂપમાં અમે આપીએ છીએ, એમ કહીને પેલા પાત્રમાં એ ચોખા નંખાવવા જોઇએ. આ રીતે શાંતિ-સેનાને સક્રિય મત પ્રત્યેક ઘરમાંથી મળવો જોઇએ. આ રીતે સર્વોદયનું જેટલું સક્રિય મતદાન થશે, તેટલું કામ શાંતિનું થશે. ધારો કે હિંદુસ્તાનના સાત કરોડ ઘરમાંથી પ્રત્યેક ઘરે શાંતિ-સેના માટે સંમતિ-દાન આપ્યું તો એમાંથી બહુ વિશાળ શાંતિ સેના થશે, અને પછી દેશની અંતર્ગત રક્ષા માટે પોલીસ કે લશ્કરની જરૂરત નહીં રહે આમ આ બેવડો કાર્યક્રમ થશે

આ મોરબી જેવા ગામમાં ક્રાંતિની વાતો કરનારા ઘણા હોય છે એવી રીતે શાંતિની વાતો કરનારા પણ ઘણા હશે તો હું તેમને પણ કહું છું કે શાંતિ અને ક્રાંતિ એ બંને અહિંસામાં, સર્વોદયમાં એકરૂપ થાય છે જેઓ શાંતિમય ક્રાંતિ ચ્છે તેઓ શાંતિ સૈનિક તરીકે પોતાનું નામ આપે, અને કહે કે અમે શાંતિ સૈનિક થવા તૈયાર છીએ; અને તેને માટે જે દીક્ષા લેવાની હોય, જે શિસ્તનું પાલન કરવાનું હોય તે કરીએ; અને અમારો પૂરો સમય અમે આપવા તૈયાર છીએ, અને પ્રસંગે જાનને જોખમે પણ શાંતિની સ્થાપનાને માટે અમે તૈયાર છીએ આવું માન્ય કરનારા શાંતિ-સૈનિકો મને હિંદુસ્તાનમાંથી જોઈએ મોરબી શહેર તો મુરબ્બી છે એટલે એનું નામ મોરબી છે;

તો મોરબી શહેર પરિપક્વ વિચાર કરે અને શાંતિ-સૈનિક આપે; અને એની સંમતિ તરીકે પ્રત્યેક ઘરમાં સર્વોદય-પાત્ર હોવાં જોઈએ. અમુક ઘરમાં સર્વોદય-પાત્ર ન હોય તો તે ન ચાલે. સર્વોદય-પાત્ર પ્રત્યેક ઘરમાં હોવું જોઈએ. આ રીતે આ બે કાર્યક્રમ તમારી પાસે મૂક્યા, અને ત્રીજો કાર્યક્રમ પ્રત્યેક માણસના ઘરમાં પાંચ માણસ હોય તો તે '૬ છે તેમ સમજે, અને ૭ હોય તો સાત સમજે, અને સાત હોય તો આઠ સમજે; અને એ અનુક્રમે છઠ્ઠો, સાતમો, કે આઠમો ભાગ સંપત્તિદાન તરીકે સર્વોદય-કાર્યને માટે આપે એ મારી માગણી છે. આ શહેર પાસે મારો આ ત્રિવિધ કાર્યક્રમ છે.

પછી ગ્રામદાન એ શું છે? ગ્રામદાન એ તો ગામવાળાઓ માટે ભવ્ય-દિવ્ય કાર્યક્રમ છે. શહેરવાળાઓએ ગામડાંનો આ કાર્યક્રમ સમજી લેવો જોઈએ, અને તેનું અનુકરણ શહેરમાં કરવું જોઈએ અને તે એ કે, ઉત્પાદનનાં સાધનોની માલિકી વ્યક્તિગત ન હોઈ શકે. રેંટિયાની માલિકી વ્યક્તિગત હોઈ શકે. હાથનાં ઓજારોની માલિકી વ્યક્તિગત હોઈ શકે, પરંતુ ઉત્પાદનનાં મોટાં સાધનો એટલે કે કારખાનાની માલિકી, જમીનની માલિકી ગામની થવી જોઈએ, સમાજની થવી જોઈએ. આ વિચાર હું સાતઆઠ વરસોથી સમજાવી રહ્યો છું. ગામમાં જો ગ્રામસ્વરાજ્ય કરવું હોય તો ગામની જમીન ગામની કરવી પડવાની; એ સિવાય બીજો કોઈ રસ્તો ગ્રામસ્વરાજ્યને માટે નથી. ગ્રામસ્વરાજ્યની બુનિયાદ પાકી અને મજબૂત થાય, તો દેશ માટે પૂરતું અનાજ દેશમાં જ પેદા થઈ શકે અને બહારથી અનાજ લાવવાની કશી જરૂર ન પડે અને પછી જો ગ્રામસભા અને શહેરની સુધરાઈ પોતાનું કામ ઉત્તમ રીતે કરે, દેશની શિક્ષણ સંસ્થાઓ પણ પોતાની રીતે ઉત્તમ કામ કરે, તો સરકારી નોકરોની જરૂર ઓછી થઈ જાય. અને શાંતિસેનાનું કામ સેવકો ઉપાડી લે તો સરકારનો એ બોજો પણ ઓછો થાય તો આ ક્રાંતિ માટે મેં આ ત્રિવિધ કાર્યક્રમ તમારી પાસે મૂક્યો. (મોરબી, તા. ૪-૧૨-૫૮)

## ૨

**સૌથી** પહેલી વાત એ છે કે શાંતિમય ક્રાંતિમાં બધી જાતના ભયોનું નિવારણ થાય છે. ક્રાંતિને ટાળતા રહીએ તો અંતે તો તે પણ એક જોખમ જ છે. વળતું ગમે તે ઉપાયથી ક્રાંતિ લાવવા માગશું તો એમાં પણ સમાજને તો હેરાનગતી છે. એટલા માટે શાંતિની રીત પણ અજમાવીએ અને સમાજમાં જે પરિવર્તન અનિવાર્ય છે તે પણ લાવીએ. શાંતિની પરવા જ ન કરવી એ પણ કાંઇ સારું તો નથી એટલે કોઈ ચીજમાં બધી વાતે નિર્ભયતા હોય તો તે શાંતિમય ક્રાંતિમાં જ છે, ક્રાંતિહીન શાંતિમાં નહિ ક્રાંતિહીન શાંતિ રહી તો સમાજને તકલીફ પડ્યા કરે છે. કારણ, સૌથી વધુ પછડાયેલા અને દરિદ્ર એવા નીચામાં નીચા તળિયાને માટે આપણે ઉતાવળા ન થઇએ તો એ એક જોખમ જ છે; અને એવા જોખમ સામે આપણો બચાવ કરવામાં સૈન્ય પણ નાકામયાબ નીવડશે

આજે કેન્દ્ર સરકારના લગભગ ત્રણુંમો કરોડ રૂપિયા લશ્કર પાછળ ખર્ચાય છે અને દેશની ગરીબી નહિ ટળી તો હજુ પણ વધુ ખર્ચ કરવો પડવાનો છે પણ કેવળ સૈન્ય વધાર્યે જવાથી કાંઇ શાંતિ સ્થાપી શકાતી નથી. આ તો એક વિષચક્ર છે અર્થાત્ ગરીબો તરફ ધ્યાન નહિ આપીએ, તો શાંતિ જાળવી રાખવા સૈન્ય વધારવુ પડશે અને દેશમાં અસંતોષી લોકો હોય તો પાછું બહારના દેશો તરફનું જોખમ પણ માથે ગાજતું રહેવાનું અને તે સંજોગમા તો સૈન્ય સિવાય બીજો કોઇ આરો જ રહેતો નથી સૈન્ય હવે વધાર્યે જઇએ તો એ પાછળ ખર્ચ વિશેષ થવાનો અને એમ થયુ તો પાછું ગરીબોની સેવા ઓછી થવાની અને આમ ગરીબોની સેવા નથી કરતા તો સૈન્ય વધારવું પડે છે આવું આ વિષચક્ર છે કોઈ ને કોઈ ઠેકાણે તો એને ભેદવું જ પડશે

પણ એને તોડવાનું કામ કેવળ સરકાર જ ન કરી શકે. આપણે જો એવું સમજી બેઠા હોઇએ તો આપણે ભારે મોટી ગફલતમાં પડ્યા

છીએ આપણે આપણા પ્રતિનિધિ ચૂંટીને સરકારમા મોકલ્યા છે, એટલે એ લોકો ત્યાં બેઠા બેઠા એની ફિકર કર્યા કરશે એવું આપણે માનતા હોઈએ છીએ ખરેખર તો કોઈ પણ મહત્ત્વનું કામ તમે પ્રતિનિધિ મારફત નથી કરતા આપના ઘરમા કોઈ માંદગીમા સપડાયું તો શું તું આરોગ્ય-મંત્રીને તાર કરી દેશો ? એ આપણો પ્રતિનિધિ ખરો, તેથી શું આ એની જવાબદારી છે ? આમ એ તો સાવ સ્પષ્ટ વાત છે કે આપણા મહત્ત્વના કામો ખુદ આપણે જ કરવા પડશે પણ ખરેખર આપણે કર્યું છે શું ? ધર્મકાર્ય સુદ્ધા પ્રતિનિધિઓને માથે નાખ્યું મુલ્લા, બ્રાહ્મણ પુજારી—આ લોકો આપણા વતી ધર્મકાર્ય કરતા રહે એવું ગોઠવ્યું

બીજી બાજુથી સમાજસેવાની જવાબદારી સરકારને સોંપી શિક્ષણવિધિમા સુધારા કરવા છે તો કે' સરકાર કરશે, 'છુઆછૂતનો ભેદ કાઢવો છે, તો કે' સરકાર બેઠી જ છે, સફાઈ રાખવી છે, સ્ત્રીઓને અધિકાર આપવા છે, અરે ! શિક્ષણમા કાંઈ ફેરફાર કરવા છે યા જમીનની સમસ્યા હલ કરવી છે, તો તે પણ સરકાર જ કરશે લોકો મને પૂછતા રહે છે 'બાબા, શું કામ રખડો છો અને આટલું બધું કષ્ટ વેઠો છો ? સરકાર શું આમ જમીનનો સવાલ નથી ઉકેલતી ? સરકાર પર થોડું દબાણ લાવશો એટલે બધું સીધું સાદું થઈ જશે" આ પ્રમાણે સમાજસેવાની જવાબદારી સરકાર પર હડસેલી દેશો, તો શું તમે સૌ આ કામને મહત્ત્વનું નથી ગણતા ?

આવું કરીએ તો તો આપણે સાવ પાંગળા થઈ જઈએ સરકાર કાયદા કરે છે, પણ કાયદામા વિવેકને સ્થાન નથી એ તો બધાને એક લાકડીએ હાંકે, સૌને સમાન રીતે લાગુ પાડે આજકાલ માલિકને જે ભાગ આપવાનો કાયદો બન્યો છે પણ માનો કે કોઈ માલિક બાપડો એવો છે, જેની પાસે જીવવાનું કશું સાધન જ નથી, તો તેને તો આ કાયદાથી ભારે હેરાનગતી ભોગવવાની એને કોઈ રીતે થોડું વધુ આપીએ તો એની તકલીફ દૂર થઈ શકે બીજી બાજુથી

કોઇ માલિક નથી એવો પનુ હશે, જેને ૨૧ ભાગથી ઓછુ આપીએ તો પણ નભી જાય પણ આ બધી અક્કલ કાયદામા નથી હોતી પૈનો બરની વાગ્વાનો પત્થર હોય છે ને ? તેના જેવુ એ નો કરશે આમ કાયદો તો ચગની જ નાકને

આવી હુ પૂછુ છુ કે આ તો ગામે ગામ લોકોએ જાતે કરવા જેવુ કામ છે ગામે ગામની જવાબદારી જે તે ગામ પર નાખવી જોઇએ ત્યા માલિક અને મજૂર ભેગા બેસીને વિચારે અને જેને ઉગવાની જરૂર છે, તે એ લોકો જ નક્કી કરે ગ્રામયોજના એ લોકો જ બનાવે, જેવી કરીને ગરીબો અને માલિકો બેઉને ન્યાય મળે કાયદામા આ બધુ કરવાની ગુંજાશ નથી તમે બધુ જ સરકાર પર છોડ્યુ છે, આથી સરકારનુ કામ કઠણ બની ગયુ છે. સૌની સામે આજે અનેક વિકટ સમસ્યાઓ છે, જેનો એ ઉકેલ નથી કરી શકતી એટલા માટે ગ્રામજનો અને નાગરિકોએ આગળ આવી સૌએ મળી આ બધી સમસ્યાઓ હાથ ધરવી જોઇએ.

હિન્દુસ્તાનમા પાચ હજાર ગ્રામદાન થયા છે શું આ બધુ કાયદાને પ્રતાપે થયુ ? ત્યાના લોકોએ સ્વેચ્છાથી પોતાના માલિકીહક્કનો ત્યાગ કર્યો છે આ ધન જનશક્તિ આપણે આવી જનશક્તિ નિર્માણ કરી પડશે જો જનશક્તિનો સહારો નહિ રહ્યો તો કા તો સરકાર અસમર્થ બનશે કા તો ફાસિસ્ટ (સર્વ સત્તાધિશ) થશે જનશક્તિના આધારની પરવા રાખ્યા વિના જો એ સમર્થ બની, તો એને ફાસિસ્ટ જ બનવું પડશે એને બદલે જો જનશક્તિ વિકસી તો સરકાર અને જનશક્તિ બને મળીને લોકોમા કામ કરશે અને તે સંજોગોમા પ્રતિનિધિ વાસ્તવમા સેવક બનશે

આજે દાવો તો એવો કરવામા આવે છે કે આ તો લોકોની સત્તા છે, અને આજની સરકાર જનતાની નોકર છે, પણ ખરેખર થાય છે શું ? કોઇ નાના ગામમા પોલીસ પહોચી જાય છે, ત્યારે

## ૩

આજે લશ્કરશાહી, લોકશાહી અને સામ્યવાદ એ ત્રણે લશ્કર પર આધાર રાખે છે, જ્યારે આપણે હિંદુસ્તાનમાં એક નવો પ્રયોગ કરવા માગીએ છીએ, જેને આપણે સર્વોદયના નામે ઓળખીએ છીએ તે પ્રયોગ એ છે કે જે કાર્ય આ બધા પક્ષો ભયથી કરવા માગે છે તે જ કાર્ય આપણે પ્રેમથી કરવા માગીએ છીએ આજે બધા જ લોકહિતની વાત કરે છે, પરંતુ તેઓ બધા ભયના આધારે લોકહિત સાધવા માગે છે

હવે આપણો એમના ઉપર એવો આક્ષેપ છે કે "તમે ભય અને દંડશક્તિથી અને હિંસાશક્તિથી લોકહિત સાધવાની વાત તો કરો છો, પરંતુ હિંસાના વિરોધમાં દુનિયામાં પ્રતિહિંસા પેદા થાય છે અને ભયમાંથી ભય વધે છે એટલે કોઇ પણ દિવસ દુનિયામાં એ માર્ગે શાંતિ-સ્થાપના અને લોકહિત થશે એ શક્ય નથી" જ્યારે એમનો આક્ષેપ આપણા ઉપર છે કે "તમે પ્રેમની વાતો તો કરો છો અને માણસ પ્રેમને સમજે છે એ વાત પણ સાચી; પ્રેમની અસર થાય છે એ વાત પણ સાચી, પરંતુ એ અસર બહુ ઓછી ટકે છે, અને એ અસર થવામાં બહુ લાંબો વખત લાગે છે એટલા માટે આપણે જો ત્વરિત કામ કરવું હોય તો હિંસાશક્તિ, દંડશક્તિ સિવાય બીજો કોઇ રસ્તો જ ન હોઇ શકે ભયથી જે કામ એક દિવસમાં થાય તે કામ પ્રેમથી કદાચ વર્ષોમાં પણ ન સાધી શકાય, એટલે બધા લોકો એકદમ એમાં પ્રવૃત્ત ન થાય"

હમણાં કરાચીમાં જે દૂધ વેચાતું હતું તેમાં પાણી પણ નીડરપણે પેસતું હતું, પણ જેમ અગત્સ્યના ડરથી પાણી પ્રસન્ન થાય છે તેમ અયુબખાનના ડરથી કરાચીનું પાણી પ્રભાવિત થયું અને તે દિવસથી કરાચીના દૂધમાં તે ભળતું નથી, તેનું સાલત્યું ભયથી આટલું મોટું નૈતિક પરિણામ આવી શકે છે એવું તેઓ કહે છે, જ્યારે પ્રેમથી સમજાવી સમજાવીને તમે બહુ ક્યારે કરવાના? પ્રાચીન કાળથી

આજ સુધી બુદ્ધ અને ઇસુ ખ્રિસ્ત આવ્યા; અને કોણ કોણ નહીં આવ્યા? કેટલાનાં નામ લઇએ અને કેટલાનાં ન લઇએ? અને આખરે ગાંધી મહાત્મા પણ આવ્યા અને ગયા; અને અમે તો એવા ને એવા જ રહ્યા. તો હવે તમે પણ એમની પાછળ આવો છો તે સારું છે, અને તમારું કહ્યું લોકો સાંભળશે તો ખરા, પરંતુ એ સાંભળીને લોકોના કાન તૃપ્ત થાય પણ તેથી કરીને એમના હાથને કંઈ પ્રેરણા થાય કે? જો પ્રેરણા ભયની થાય તે પ્રેમની કે અહિંસાની થાય કે?" એ સવાલ છે.

જો આપણે સર્વોદય ઇચ્છતા હોઈએ, અને જો એવું ઇચ્છતા હોઇએ કે ભયશક્તિને બદલે પ્રેમશક્તિ દુનિયામાં આવે તો તે સિદ્ધ કરવું જોઈએ. સમાજનું માનસ એવું બનાવવું જોઈએ કે જેવી ભયની અસર થાય છે તેવી પ્રેમની અસર પણ તેના કરતાં વધારે ઝડપથી, વધારે પાકી અને વધારે મજબૂત થાય છે, અને એથી ઊલટું એ પણ સિદ્ધ કરવું જોઇએ કે ભયની અસર મુદ્દલ જ નથી થતી. ...

ધારો કે આપણા રાષ્ટ્રપતિ કાલે એક તાકીદનું હુકમનામું બહાર પાડે કે હિંદુસ્તાનના પ્રત્યેક ઘરમાં ફરજિયાત સર્વોદય પાત્ર થવું જોઇએ તો એમ થવાનું-એટલો બધો ભય આજે વ્યાપી રહ્યો છે કે તે એકદમ થાય. હવે જો પ્રેમથી આ કામ કરવા માટે લોકો વીતે તો આ અહિંસા જનસમાજની વાત નહીં થાય, વ્યવહારની વાત નહીં થાય એ તો પોથીમાનાં રીંગણાં જેવું થશે. પરંતુ આપણે હિંદુસ્તાનમાં એવું માનવાની હિંમત કરીએ છીએ કે હવે વિજ્ઞાનયુગ આવ્યો છે અને વિજ્ઞાનયુગમાં જો હિંસા ચાલશે તો માનવજાતિનો વિનાશ જ થશે એટલા માટે અત્યારે આખા સમાજને અને દુનિયાને અહિંસાની ભૂખ લાગી છે, તેમ હું માનું છું અને તે જ માન્યતાને આધારે હું બોલી રહ્યો છું, નહીં તો બુદ્ધ, ઇસુ ખ્રિસ્ત વગેરે જેવાઓએ બહુ કહ્યું છતાંયે દુનિયામાં તે પ્રમાણે ન થયું, તો પછી મારા કહેવાથી શી રીતે થાય? આનો કશો ઉત્તર મારી પાસે નથી આજે જો વિજ્ઞાનયુગ ન

હોત તો વાત જુદી હતી; પરંતુ આજે તો કાં તો પ્રેમની શકિત પેદા કરો, અથવા તો આખી માનવ-જાતિ મટી જશે એનો તમો સ્વીકાર કરો—આવી ભયાનક સ્થિતિ વિજ્ઞાને ઊભી ન કરી હોત તો એવી કશી આશા મારા જેવાને ન હોત જ્યાં બુદ્ધ અને ગાંધી જેવાઓએ કર્યું અને ત્યાં પણ એમનું કામ થતું નથી, ત્યાં મારું લોકો સાંભળશે તેમ માનવાને કશું કારણ નથી. પરંતુ હું તો અત્યંત નિર્ભય થઈને આત્મવિશ્વાસપૂર્વક કહું છું અને કરું છું. મને અત્યંત વિશ્વાસ છે કે આજે મારા મુખમાંથી જે વચન નીકળે છે તે આ જમાનાની વાણી છે; તે આ યુગ બોલી રહ્યો છે, એ બાબા નથી બોલતો બાબા એક નિમિત્ત થઇ ગયો. એ જો નહીં ઊભો થયો હોત તો બીજો કોઇ ઊભો થાત. એટલે હું તો નિમિત્ત થઈ ગયો છું. યુગ બોલી રહ્યો છે કે પ્રેમથી વ્યાપક કામ થવું જોઈએ આ વસ્તુ આ યુગની માગ છે
જામનગર, તા. ૨૭-૧૧-૫૮

૪

**ગાંધીજી** આવ્યા ને ગયા અને છતા રાજકીય, આર્થિક અને સામાજિક એ બધા જ ક્ષેત્રોમા આપણું ચિંતનનું સ્તર એનું એ જરીપુરાણું જ રહ્યું; અને આપણે તમામ દારોમદાર લશ્કર, પોલીસ અને સરકાર ઉપર જ રહ્યો, તો તો પછી ગાંધીજી જેવા આવ્યા તેવા ગયા, એટલું જ ફકત થયું સરકારની ધૂંસરી આપણે ઉપાડવી ન જ જોઈએ એવું નથી કહેતો, સરકારની જવાબદારી આપણે ઉપાડવી જ જોઇએ, અને તે આપણે ઉપાડી લીધી છે તે ઠીક જ કર્યું છે પરંતુ એટલાથી જ અહિંસા નહીં આવે

આજે વિજ્ઞાનના યુગમા સહુથી મોટી જરૂરિયાત ને માગણી તો એ વાતની છે કે કરુણાનું ઝરણ ફૂટી નીકળે અને અહિંસા દાસી ન રહે પણ રાણી બની જાય દંડશકિતના રાજ્યમા અહિંસા રહે એવું તો આજ દિન સુધી ચાલતું જ હતુ સદીઓથી દંડશકિતનું રાજ ચાલી રહ્યું છે. એમા વેશ બદલાતો રહ્યો છે ખરો હમણા લોકશાહીનો વેશ

ચાલે છ પણ તેમ જતા રાજ દન્ડશક્તિનું જ છે અને અહિંસા તો, જેમ પહેલાયે હતી તેમ, આજેય છે પણ એ દાસી છે

મેં અગાઉ અનેક વાર કહ્યું છે તેમ યુદ્ધમા રડક્રાસ વગેરેના લોકો લશ્કરના ઘાયલોની સેવા કરવા માટે જાય છે એમા કરુણા ને દયા હોય છે પણ એ કરુણા યુદ્ધનો અંત નથી લાવી શકતી એ તો યુદ્ધનો સ્વાદ વધારે છે યુદ્ધના પાપો ચટાડીને એ યુદ્ધને એક રીતે ટેકો જ આપે છે એની કરુણા તો પહેલાયે હતી અને આજ સુધી તે છવે જ.છે એટલી પણ ન હોત તો તો આપણે જનાવર જેવા જ હોત પણ એ છે

ગાધીજી ઇચ્છતા હતા તે આ કરુણા નથી, તેઓ તો એવી કરુણા ઇચ્છતા હતા જે શાણી હોય, રક્ષક હોય ને જેને આધારે માનવ-સમાજની રચના કરી શકાય, આપણે કરી શકીએ, એવો વિશ્વાસ માનવને થાય અને ધીરે ધીરે દંડશક્તિ ક્ષીણ થતી જાય અને આખરે એનું ઉચ્છેદ જ રૂપાતર થઇ જાય દંડશક્તિ ધીરે ધીરે ક્ષીણ થતી જાય અને સ્વતંત્ર, કરુણામૂલક અને સામ્ય પર આધારિત લોકશક્તિ વધે આગળ જતા એક જમાનો આવશે ત્યારે કરુણા નાગી બની હશે એ જમાનો જલદી આવશે માન છે .આપણે જો એને લાયક નહીં બનીએ તો આજે હવે નાશ પામવાનો વારો આવ્યો છે

વિજ્ઞાને જે સાધનો પેદા કર્યાં છે તેની સાથે જો અહિંસા જોડાઈ જાય તો સ્વર્ગ આવશે, ને હિંસા જોડાઇ જાય તો માનવજાતિનો વિનાશ થશે તો આપણે વિજ્ઞાન નથી ઇચ્છતા એવા ખોટા ખ્યાલમાં ન રહીએ મારો તો ઊલટો એવો દાવો છે કે વિજ્ઞાનને વધુમા વધુ ચાહનારાનો હક મારો છે બીજા તો નાહક ચાહે છે વિજ્ઞાન પર તો સર્વોદયના સેવકનો જ હક છે માનવ જો છવવું હોય તો વિજ્ઞાન પર અહિંસાનો અધિકાર જમાવવા પડશે માટે આપણે તો વિજ્ઞાનને પુષ્કળ ચાહીએ છીએ

કાલા (રાજસ્થાન) તા ૩૦-૧-૫૯

# નવી પેઢીનો નવો વિચાર: અપરિગ્રહ

**સાડાસાત** વર્ષ પગપાળો ચાલીને આ મુસાફર—આ તમારો ભાઇ તમારી પાસે આવી પહોંચ્યો છે. અને આજે લગભગ ૧૦ માઇલ ચાલીને તમારી આગળ ઊભો છે અને હજી ૩ માઇલ અત્યારે યાત્રા પૂરી કરીને જવાનું છે. અને સાંજે ત્યાં વઢવાણમાં સભા થવાની છે.

તમે તો ઘણાખરા જવાન લોકો છો એટલે સહેજે સાંજે ત્યાં બધા આવશો જ એમ હું સમજું છું પરંતુ સમાધાન માટે એક બે વાત કહી નાખું જેથી જે લોકો બહુ ઘરડા હોય, આવી ન શકે એવા હોય, તેમને માટે થોડી વાત પહોંચી જાય એટલા માટે અત્યારે હું જુવાનો માટે ખાસ નથી કહેવાનો કેમ કે જુવાનો તો સાંજે ત્યાં આવશે. એ જ એમની કસોટી છે જે સાંજે ત્યાં આવશે તેનું નામ જુવાન અને જે સાંજે ત્યાં ન આવે તેનું નામ ઘરડા એને કાંઇ ઉંમર સાથે સંબંધ નથી ૧૫ વરસનો હોય કે ૭૫ વરસનો, જે ત્યાં ન આવે તે ઘરડામાં ગણાશે

ઘરડા લોકો.—વૃદ્ધ લોકો પૂજનીય હોય છે; પણ હમેશાં એમ થાય છે કે, આગળની પેઢીવાળા યુવાનો આગળ જાય છે અને વૃદ્ધોને એમ માલૂમ પડે છે કે જે ચીલે આપણી ગાડી ચાલતી હતી તે જ ચીલે આ ગાડી નથી ચાલતી એટલે કંઈક ઠેકાણે તો કાંઈક ગડબડ, કાંઈક ગોટાળો છે, કાંઈક તો ખરાબ થઈ રહ્યું છે, કંઈ ભય જેવું છે—એમ વૃદ્ધોને હમેશાં ભાસે છે. અને મારી ગણત્રી પણ વૃદ્ધ માણસનામાં કરવા ઇચ્છો, પણ તમે તે નથી કરી શકવાના કેમ કે તમે જુઓ છો

કે, હું તો દિવસે દિવસે જુવાન થતો જાઉં છુ પરંતુ હકીકત રૂપે તો હું ન વૃદ્ધ છુ, ન જવાન છુ હું તો બળવાન બાળક જ છુ બાળકની વ્યાખ્યા "જે" બળવાન હોય તે બાળક કહેવાય.'

હું અત્યારે એ બાળદશામા છુ –અને પગપાળો ફરું છુ એટલે મારી ગણત્રી તમે વૃદ્ધમા પણ ન કરશો અને જુવાનમા પણ ન કરશો અને આને બાળવાણી સમજીને, જેમ નાના છોકરાની વાણી ગમે તેવી હોય છતાએ મા સ્નેહપૂર્વક સાભળે છે તેમ તમે બધા પ્રેમપૂર્વક સાભળશો જે લોકો વૃદ્ધ છે અને જેઓ સાજે આવી નથી શકનાના તે લોકો મારી વાત પ્રેમથી સાભળે

વૃદ્ધોને હમેશાં થાય છે કે આ નવો જમાનો આવ્યો છે અને એ કઇક ગલત રાહ પર ચાલે છે એમ ભાસ થાય છે આ કઇ આજની વાત નથી, બહુ પુરાણી વાત છે તુલસી રામાયણમાં એક પ્રસગ આવે છે એક વખત રામ લક્ષ્મણ એકબાજુ અને પરશુરામ બીજી બાજુ થઇ ગયા હતા અને પરશુરામ લક્ષ્મણને બહુ સભળાવે છે, ધમકાવે છે ડરાવે છે લક્ષ્મણ ડરતો નથી અને સામો જવાબ આપે છે અને કઇક અવિનય જેવુ પણ લાગે તેવો જવાબ આપે છે એવુ દૃશ્ય તુલસીદાસે રામાયણમા રજુ કર્યુ છે અને લક્ષ્મણ જે જવાબો આપે છે તે પોતાને ચીડાવે તેવા છે એટલે અવિનયભર્યા ઉદ્ધત જવાબો રામની હાજરીમા આપેના અને તુલસીદાસે એ બધુ વર્ણન બહુ રસપૂર્વક કર્યુ છ

હું ઉત્તર હિંદુસ્તાનમા ફરતો હતો ત્યારે ત્યાના વૃદ્ધો ફરિયાદ કરતા હતા કે આ જવાનો હવે અમારા હાથમા નથી રહ્યા એ શિસ્તને નથી માનતા અને અમારુ સાભળતા નથી ત્યારે હું હંમેશા કહેતો કે, તમારે પેતુ જે તુલસી રામાયણ છે તેના પર બધી રાખવી જોઇએ, એટલે સરકારે તુલસી રામાયણને જપ્ત કરવુ જોઇએ,

અને જ્યાં સુધી સરકાર તુલસી રામાયણ જપ્ત કરવાની હિમ્મત કરતી નથી ત્યાં સુધી જવાનોનો અવિનય ચાલવાનો અને વૃદ્ધોને એ સહન કરવો પડે. એ સ્થિતિ કાયમ રહેવાની.

હિન્દુસ્તાનનો મોટામાં મોટો ગ્રંથ, જે કરોડો લોકો વાંચે, અને એમાં પેલા પરશુરામને માટે લક્ષ્મણ એવું એવું બોલે કે, જ્યારે સાંભળીએ ત્યારે થાય કે, એમાં આટલો બધો "અવિનય" કેમ ચાલે ? પણ એમાં એક રહસ્ય છુપાયેલું છે. રામ હતા વિશ્ણુના નવીન અવતાર અને પરશુરામ હતા વિશ્ણુના જ અવતાર, પણ પુરાણા અવતાર. પણ પેલો પુરાણો અવતાર, જે વિશ્ણુનો જ હતો, તે વિશ્ણુના નવા અવતારને સમજી ન શક્યો કે, હવે રામાવતાર થયો એટલે નવું જ ધોરણ ચાલવાનું. જુનું જે પરશુરામાવતારનું ધોરણ હતું તે હવે નથી ચાલવાનું તે પરશુરામ સમજી ન શક્યા.

માટે એ ધમકાવતા હતા ત્યારે લક્ષ્મણે કહ્યું કે, ભલે હું નાનો છું પણ નવી પેઢીનો પ્રતિનિધિ છું એટલે જુનવાણી વાતો તમે મને સંભળાવો તે સાંભળીને હું ડરું તે બનવાનું નથી. હું અઢાર-ઓગણીસ વરસનો છોકરો છું તેમ મને ન સમજતા. હું તો નવી પેઢીનો પ્રતિનિધિ છું, એમ કહીને પેલો બોલ્યો.

આશ્ચર્યની વાત છે કે ઉત્તર પ્રદેશમાં વધારેમાં વધારે છોકરાઓમાં શિસ્તભંગ થાય છે, અને શિસ્તનું પાલન થતુ નથી એવી જ્યાં ને ત્યાં ફરિયાદો સાંભળવા મળે છે પરંતુ એ ફરિયાદ કરવાવાળા સમજતા નથી કે એનુ ઉદ્દ્ભવસ્થાન તુલસી રામાયણ છે એ તો ઘેર ઘેર વંચાય છે છતાં રામની હાજરીમા લક્ષ્મણે પરશુરામને સભળાવે છે અને રામ એ જોયા કરે છે, એને સાંભળ્યા કરે છે અને પછી રામ પણ કંઈક ઉત્તર આપે છે. રામના મુખમાં એ ઉત્તર કંઈક વિલક્ષણ લાગે છે.

"અમારું નામ લઘુ નામ છે, જ્યારે તમારું નામ બહુ લાંબુ છે એટલે તમે બહુ મોટા છો."

આવુ બધુ છોકરાઓને રોજ વાંચવા મળે અને જે ધર્મગ્રંથ તરીકે માથે ચડાવી લે, અને પછી એના ઉપર સરમાર કશો અંકુશ ન રાખી શકે, તો પછી તમે ફરિયાદ કરો તો એ શી રીતે ચાલે?

સમજવાની વાત છે કે, નવી પેઢીના અવતારની અવગણના પુરાણી પેઢીનો અવતાર કરે છે જ્યારે એ તેજસ્વીતા જુવે છે ત્યારે જ પુરાણો અવતાર નવા અવતારની સામે નમે છે, ઝુકે છે, વદન કરે છે અને પછી એકાન્તમા ચાલ્યો જાય છે એવુ દૃષ્ય રામાયણમાં તુલસીદાસે બહુ ન્યારી રીતે વર્ણવ્યુ છે

મે જોયુ છે કે જવાનો માટે ફરિયાદ થાય છે પરતુ જેવી એમને માટે ફરિયાદ થાય છે તેવા જવાનો નથી એમનામા એક નવો વિચાર પેદા થાય છે અને એ વિચાર પુરાણા મત્યોને તોડી નાખનાર વિચાર હોય છે જે વિચાર ખરાબ લાગે છે, એકાગી મત્યો લાગે છે, તેને તોડી નાખનારો નવો વિચાર હોય છે જોકે પુરાણા લોકો તો એ મૂલ્યોને ઘણા સારા ગણે છે પરતુ તે ઘણા એકાગી હતા તેનું તમને એક દષ્ટાત આપુ જે હુ હમેશા આપુ છુ

ચોરી એ પાપ એ સાવ સાચી વાત તો પછી સગ્રહ એ પાપ છે કે નહી? સગ્રહ પણ પાપ છે એ વાત ઉપર પુરાણા લોકોએ એટલો ભાર ન મૂકયો, જેટલો ચોરી પર મૂકયો કોઈ સગ્રહ કરનાર ભાઈ આવે તો, "આવો બેસો" એમ કહેવામા આવે છે અને એમને માટે ગાદી-તાકયા મગાવવા પડે છે એમ થાય છે પરતુ જો ચોર આવે તો એને સીધો જેલમા રવાના કરે ચોર અને સગ્રહ કરનારા બન્ને એક બીજાના ભાઈ ભાઈ કહેવાય, અથવા તો બાપ-બેટો કહેવાય જે કહેવાય તે પણ એ બન્ને રીસ્તેદાર, સગાવ્હાલા તો કહેવાય જ છતાયે

ચોરને જેલની સજા થાય છે અને સંગ્રહ કરનારની સમાજમાં પ્રતિષ્ઠા થાય છે.

આ વસ્તુ જુના લોકો ભૂલી જાય છે અને પછી નવા લોકો આવે અને કહે કે—જેમ પેલા કોમ્યુનિસ્ટો કહે કે—ચોરી કરવી એ ધર્મ થઇ શકે છે. માટે ચોરી એ ધર્મ છે અને સંગ્રહ એ પણ ધર્મ છે. અને લોકો જ્યારે આ સાંભળે ત્યારે કહે કે આ શું છે? આ જવાનીઆઓ કંઇ સમજતા નથી. જ્યાં સુધી સંગ્રહ કરવો એ ધર્મ ગણાતો હોય તો, ત્યાં સુધી ચોરીનો ધર્મ ઉપસ્થિત થવાનો. અપરિગ્રહની વાત જો સમાજ ન સ્વીકારે તો અપહરણની વાત આવશે.

એટલે કોમ્યુનિસ્ટોએ એક નવો શબ્દ કાઢયો કે અપહરણ કરનારાઓનું અપહરણ કરવું તે એક સામાજિક કર્તવ્ય છે, એક નવો ધર્મ છે. એવો સિદ્ધાંત કાઢયો પણ તે સામાન્ય માણસોએ નહીં; મહામુનિ કાર્લ માર્કસે, જે એ જમાનામાં એક દ્રષ્ટા હતા એમણે કહ્યું હતું કે, જ્યાં સુધી અપહરણ કરનારો વર્ગ સમાજમાં હોય, તે વર્ગ જે માન્ય વર્ગ ગણાતો હોય, તો તેની માન્યતા તોડવા સારૂ અપહરણ કરનારનું અપહરણ કરવુ તે ધર્મ થઇ પડશે એટલે એમ ચીડાઓ તેથી શું થાય? એનો અર્થ હું એમ સમજું છું કે જરુરિયાતથી વધારે સંગ્રહ રાખવો સારો નથી.

પહેલાના જમાનામાં ફલાણો ફલાણો રાજા મોટો ગણાતો હતો કારણ કે એના જનાનામાં પંદર સ્ત્રીઓ હતી જેટલી સ્ત્રીઓની સંખ્યા તેટલો વધુ મહત્ત્વનો રાજા એમ ગણાતું હતું જરાસંધનો પરાજય કરીને એની અમુક હજાર સ્ત્રીઓને છોડાવી હતી, એવું વર્ણન આવે છે. એટલે કે એટલી બધી સ્ત્રીઓનો એ પતિ હતો જેમ વધારે સ્ત્રી હોય તેમ તે આદરણીય, પુજ્ય, મહાપુરુષ કહેવાતો. ઇસ્લામમાં એવી માન્યતા છે કે — મુસલમાન ભાઇઓ આ વાત

"અમારું નામ લઘુ નામ છે, જ્યારે તમારું નામ બહુ લાંબું છે એટલે તમે બહુ મોટા છો."

આવું બધું છોકરાઓને રોજ વાંચવા મળે અને જે ધર્મગ્રંથ તરીકે માથે ચડાવી લે, અને પછી એના ઉપર સરકાર કશો અંકુશ ન રાખી શકે, તો પછી તમે ફરિયાદ કરો તો એ શી રીતે ચાલે?

. સમજવાની વાત છે કે, નવી પેઢીના અવતારની અવગણના પુરાણી પેઢીનો અવતાર કરે છે. જ્યારે એ તેજસ્વીતા જુવે છે ત્યારે જ પુરાણો અવતાર નવા અવતારની સામે નમે છે, ઝુકે છે, વંદન કરે છે અને પછી એકાન્તમાં ચાલ્યો જાય છે. એવું દૃશ્ય રામાયણમાં તુલસીદાસે બહુ સારી રીતે વર્ણવ્યું છે.

મેં જોયું છે કે જવાનો માટે ફરિયાદ થાય છે પરંતુ જેવી એમને માટે ફરિયાદ થાય છે તેવા જવાનો નથી એમનામાં એક નવો વિચાર પેદા થાય છે અને એ વિચાર પુરાણાં મૂલ્યોને તોડી નાખનાર વિચાર હોય છે. જે વિચાર ખરાબ લાગે છે, એકાંગી મૂલ્યો લાગે છે, તેને તોડી નાખનારો નવો વિચાર હોય છે. જોકે પુરાણા લોકો તો એ મૂલ્યોને ઘણાં સારાં ગણે છે પરંતુ તે ઘણા એકાંગી હતાં તેનું તમને એક દૃષ્ટાંત આપું, જે હું હમેશાં આપું છું:

ચોરી એ પાપ એ સાવ સાચી વાત. તો પછી સંગ્રહ એ પાપ છે કે નહીં? સંગ્રહ પણ પાપ છે એ વાત ઉપર પુરાણા લોકોએ એટલો ભાર ન મૂક્યો, જેટલો ચોરી પર મૂક્યો. કોઈ સંગ્રહ કરનાર ભાઈ આવે તો, "આવો બેસો" એમ કહેવામાં આવે છે અને એમને માટે ગાદી-તાકિયા મગાવવા પડે છે. એમ થાય છે. પરંતુ જો ચોર આવે તો એને સીધો જેલમાં રવાના કરે. ચોર અને સંગ્રહ કરનારા બન્ને એક બીજાના ભાઈ-ભાઈ કહેવાય, અથવા તો બાપ-બેટો કહેવાય જે કહેવાય તે. પણ એ બન્ને રીસ્તેદાર, સગાવ્હાલા. તો કહેવાય જ. છતાંયે

ચોરને જેલની સજા થાય છે અને સંગ્રહ કરનારની સમાજમાં પ્રતિષ્ઠા થાય છે.

આ વસ્તુ જુના લોકો ભૂલી જાય છે અને પછી નવા લોકો આવે અને કહે કે—જેમ પેલા કોમ્યુનિસ્ટો કહે કે—ચોરી કરવી એ ધર્મ થઇ શકે છે. માટે ચોરી એ ધર્મ છે અને સંગ્રહ એ પણ ધર્મ છે. અને લોકો જ્યારે આ સાંભળે ત્યારે કહે કે આ શું છે? આ જ્વાનીઆઓ કંઇ સમજતા નથી. જ્યાં સુધી સંગ્રહ કરવો એ ધર્મ ગણાતો હોય તો, ત્યાં સુધી ચોરીનો ધર્મ ઉપસ્થિત થવાનો. અપરિગ્રહની વાત જો સમાજ ન સ્વીકારે તો અપહરણની વાત આવશે.

એટલે કોમ્યુનિસ્ટોએ એક નવો શબ્દ કાઢ્યો કે અપહરણ કરનારાઓનું અપહરણ કરવું તે એક સામાજિક કર્તવ્ય છે, એક નવો ધર્મ છે. એવો સિદ્ધાંત કાઢ્યો પણ તે સામાન્ય માણસોએ નહીં; મહામુનિ કાર્લ માર્કસે, જે એ જમાનામાં એક દ્રષ્ટા હતા. એમણે કહ્યું હતું કે, જ્યાં સુધી અપહરણ કરનારો વર્ગ સમાજમાં હોય, તે વર્ગ જો માન્ય વર્ગ ગણાતો હોય, તો તેની માન્યતા તોડવા સારૂ અપહરણ કરનારનું અપહરણ કરવું તે ધર્મ થઇ પડશે એટલે એમ ચીડાઓ તેથી શું થાય? એનો અર્થ હું એમ સમજું છું કે જરુરિયાતથી વધારે સંગ્રહ રાખવો સારો નથી.

પહેલાના જમાનામાં ફલાણો ફલાણો રાજા મોટો ગણાતો હતો કારણ કે એના જનાનામાં પંદર સ્ત્રીઓ હતી જેટલી સ્ત્રીઓની સંખ્યા તેટલો વધુ મહત્ત્વનો રાજા એમ મનાતું હતું. જરાસંઘનો પરાજય કરીને એની અમુક હજાર સ્ત્રીઓને છોડાવી હતી, એવું વર્ણન આવે છે. એટલે કે એટલી બધી સ્ત્રીઓનો એ પતિ હતો. જેમ વધારે સ્ત્રી હોય તેમ તે આદરણીય, પૂજ્ય, મહાપુરુષ કહેવાતો. ઇસ્લામમાં એવી માન્યતા છે કે — મુસલમાન બાપડો ... [illegible]

સાભળીને મને માફ કરે, પરંતુ એ ધર્મમાં એવું મનાય છે કે—ચાર કરતા વધારે સ્ત્રી કોઇનાથી ન કરાય પરંતુ પેગમ્બરથી' કરાય તા માટે પેગમ્બર ચાર સ્ત્રીથી વધુ કરી શકે ? કારણ કે તે બધાની સાથે સમત્વથી વર્તી' શકે એવી તેમનામાં શક્તિ હોય છે પણ બધામા એ શક્તિ શી રીતે હોય ? આટલી યોગ્યતા બધામા ક્યાથી હોય ? એટલે બીજા બધાને ચારથી વધારે સ્ત્રીઓ કરવાનું નિષેધ છે. આજનો જમાનો આ વાતને કબૂલ કરશે કે ? જેટલી સ્ત્રીઓ વધારે તેટલી પુરુષની યોગ્યતા વધારે તે વાત આજે કોઇ માન્ય કરશે નહીં

આવી જ રીતે પુરાણા જમાનામાં એક કરતા વધુ સ્ત્રીઓ કોઇને રહેતી તે છતાએ તેની ઇજ્જત વધારે ગણાતી પરંતુ આજે તેવું નથી આજે તો કોઇને બે પત્ની હોય તો 'કેમ ભાઈ, મેં સાંભળ્યું કે આપને બે પત્ની છે," તો પેલો બીચારો નમ્ર થઇને જવાબ આપે કે "હા ભાઇ, વાત તો સાચી છે પરંતુ અમુક અમુક કારણ થયું એટલે બીજાં લગ્ન કરવા પડ્યાં" તો બીજા લગ્ન કરવામા કંઇક રૂબગ છે, એવું એને સમર્થન કરવું પડે છે બે પત્ની હોય તો સારું નહી, એવુ આજે મનાય છે, ત્યારે પેલા રામાયણમા છડે ચોક ત્રણ પત્નીની વાત આવે છે

દશરથ રાજાને ત્રણ ત્રણ રાણીઓ હતી, પરંતુ જ્યારે રામ નવી પેઢીના થયા એટલે એમના જમાનામા એક પત્ની-વ્રત આવ્યુ તો રામાયણમા આપણને જોવા મળે છે કે ત્રણ ત્રણ પત્નીને લીધે કેવો કલેશ અને રામાયણ થાય છે એટલે બે-ત્રણ સ્ત્રીઓવાળી વાત આજે બેઇજ્જતવાળી આજે મનાય છે જેને વધારે સ્ત્રીઓ હોય તેણે ઊંચું કામ કર્યુ તેમ હવે નથી મનાતું, નીચું કામ કર્યુ એમ જ મનાય છે એનું કારણ કે મૂલ્ય બદલાઈ ગયુ

એવી જ રીતે તમે જોશો કે મૂલ્ય બદલાઈ રહ્યું છે લોભની વાત લઈએ જેમ કે કામવાસનાનું • નિયમન કરવા સમાજે સિદ્ધાન્ત

બનાવ્યો; અને જે માણસ જેટલી કામવાસનાનુ નિયમન કરે તેટલો તે વધારે સદ્દપુરુષ ગણાય તેથી કામના નિયમનનો સિદ્ધાન્ત થયો ત્યારે બે, ત્રણ, ચાર સ્ત્રીઓ વાળી વાત ઊડી ગઈ

પરંતુ જ્યાં સુધી લોભનું નિયમન નથી થયું--ત્યાં સુધી ફલાણો માણસ કરોડપતિ છે એટલે એની ઇજ્જત વધારે, એનાં માન-પ્રતિષ્ઠા વધારે; જે પોતાની પાસે કરોડ રૂપીઆ રાખે છે એનાં માન-પ્રતિષ્ઠા વધારે એવું આજે છે. તો હવે જેમ કામનું નિયમન કર્યું તેમ અર્થશાસ્ત્રની બાબતમાં લોભ નિયમન કરવાની બહુ જરૂરત છે, તેમ અત્યારની પેઢી કહે છે. જ્યારે એવું નિયમન પુરાણી પેઢીવાળા નથી કરતા. એનાથી ઊલ્ટુ, સંગ્રહવાળાઓની ઇજ્જત કરે છે અને તેમને બેસવા માટે ગાદી-તકિયો આપે છે. અને નવી પેઢી વાળા બેફામ છે, ઉચ્છૃંખલ છે અને અંકુશમાં નથી રહેતા એવું એ માને છે. એવું જે કહે છે તેમ ન થાય એમ આપણે ઇચ્છીએ.

જેવી રીતે "અસ્તેય" એટલે કે ચોરી ન કરવી તે એક મહા સિદ્ધાંત છે, તેવી રીતે અપરિગ્રહ પણ એક મહા સિદ્ધાંત છે.

પરંતુ અપરિગ્રહ તો સન્યાસીને માટે અને સામાન્ય ગૃહસ્થોને માટે અસ્તેય-વ્રત જો સન્યાસીને માટે જ અપરિગ્રહ-વ્રત હોય તો અસ્તેય વ્રત પણ સન્યાસીને માટે જ હોય. પરંતુ અસ્તેય-વ્રત તો ગૃહસ્થ વ્રત તરીકે રાખ્યુ સન્યાસી માટે અપરિગ્રહ એ પણ એક ધર્મ ગણાયો. આવું એકાંગી ચાલે ત્યારે માર્કસીઝમનો ઉદય થાય. એટલે જ કોમ્યુનિસ્ટો બોલે છે કે અપહરણ કરનારાઓનુ અપહરણ કરવુ એ ધર્મ વસ્તુ છે, તો પુરાણા લોકોને લાગે છે કે; આ જુવાનીઆઓ ઉચ્છૃંખલ થઈ ગયા છે અને ચોરીનું ગૌરવ કરે છે.

પરતુ જો તેવુ ન કરવું હોય તો તમારે સરકારને વિનતિ કરવી જોઈએ કે કૃપા કરીને ભાગવત ગ્રથ ઉપર બધી કરો તેના વગર આ કામ નહીં થાય જ્યાં સુધી છોકરાઓની ચોપડીઓમા બાળકૃષ્ણની ચોરીની કહાણી આવ તી હોય ત્યા સુધી જવાનીઆઓને દોષ આપી શકાય નહીં. બાળ કૃષ્ણ કેવી રીતે ચોરી કરતા હતા અને ઘરમા જઈને માખણ ચોરીને બધા છોકરાઓને ભેગા કરીને ચોરીનો માલ વ્હેચી નાખતા હતા—એ બધાનુ રસપૂર્વક વર્ણન થતુ હોય અને પેલા રામાયણનું પરશુરામની સામે અવિનયભર્યુ વર્તન રસપૂર્વક વચાતુ હોય, ત્યા સુધી જવાન લોકો શી રીતે કાબૂમાં આવે ?

રનાણો શેઠપતિ, તો તેનુ જ સ્થાન ગાદી તકિયા પર હોય, અને પેલાએ ચોરી કરી કે તો તેને સીધો જેલમા લઈ જવામા આવતો હોય તો સમાજની ઉનતિ ન થાય

જ્યાં સુધી એકાંગી ધર્મને અધૂરા સમજીને એને પૂર્ણ કરવામાં ન આવે ત્યા સુધી સમાજ આગળ ન વધે

જરૂર નથી પરંતુ જો આમાનો કાર્યક્રમ ફેઈલ જાય, સફળ ન થાય, તો કોમ્યુનિસ્ટ લોકો કહે છે કે, અમારે માટે રાહ ખુલ્લો થશે કે નહી ? થવો જોઇએ કે નહી ?—એવો સીધો છડેચોક સવાલ પૂછે છે અને એનો ઉત્તર એમને સીનો છડેચોક અપાશે તો જ એમને સમાધાન થશે પરંતુ જો ગાળો આપીને એમને રોકવા માગશો તો, અને એથી કોમ્યુનિઝમનુ વાતાવરણ નષ્ટ થશે એવી જો આશા રાખશો તો તે વ્યર્થ છે

કર્તવ્ય કર્યા વગર કેમ ચાલશે? હું સાડાસાત વર્ષ થયા લોકોને આ જ વાત કહું છુ કે, તમારી પાસે જમીન હોય તો જમીન અને સંપત્તિ હોય તો સપત્તિ, જે કંઈ હોય, એનો એક અશ સમાજને આપે. આવી રીતે જો પ્રત્યેક વ્યક્તિ અશ દાન કરે તો પ્રેમશક્તિથી લોકક્રાન્તિ થાય અને તો શાન્તિથી બહુ મોટુ કામ થાય અને પછી કોમ્યુનિસ્ટોની ગરજ ન રહે અને શસ્ત્રશક્તિની પણ જરૂર ન રહે અને સૌ પ્રેમ–શક્તિને વશ થાય.

આ આ કામ એટલુ બધુ સરળ છે કે એથી વધ રે જો હુ સરળ કરવા જાઉં તો તે હાસ્યાસ્પદ થાય એટલે તમારી સપત્તિનો છઠ્ઠો હિસ્સો, કે સાતમો કે આઠમો હિસ્સો સમાજને માટે આપવો જોઇએ અને એ હુ તમારા વેપારમાથી નથી માગતો, તમારા ઘરમા જે ખર્ચ થતુ હોય તેનો હિસાબ કરીને આપજો

કોઈ કરોડપતિ વેપારમા કરોડો રૂપીઆનો વેપાર કરતો હોય તો ઘરમા લાખોનો ખર્ચ હોય અને જો લાખો કમાતો હોય તો ઘરમા હજારોનો ખર્ચ હોય પરંતુ હુ તો તમે કેટના કમાઓ છો તેનો હિસાબ નથી માગતો, તમારા ઘરમા જેટનો ખર્ચ કરતા હો તેનો હિસાબ કરીને, તમારા ઘરમા જેટલા માણસ હોય તેમા એક માણસનો ઉમેરો કરીને મને મારો ભાગ આપજો

ધારો કે લગ્નમા ૭ હજાર, રૂપીઆનું ખર્ચ થતું હોય તો સમાજને નામે એક હજાર રૂપીઆ કાઢવા જોઇએ અને છરમો રૂપીઆ ખર્ચ થતુ હોય તો મો રૂપીઆ કાઢવા જોઈએ તો આ માગણી કઇ વધારે માંગણી કહેવાય કે ? આવુ જો થાય તો દરેક ઘરમા દરિદ્રનારાયણને પ્રવેશ મળે આ રીતે દરેક કુટુંબ, પછી એ ગરીબ હોય કે અમીર હોય, પણ એ સમાજને માટે એક હિસ્સો આપે આટલી સાદી વાત લોકોની પાસે સાત, સાડા સાત વરસથી મૂકુ છુ આ મારી ન્યુનતમ માગણી છે તેનો તમે સ્વીકાર કરશો તો અહિસાની શક્તિ પ્રગટ થશે. એક બાજુથી મૂડીવાદીઓની કજૂસી છે અને બીજી બાજુથી કોમ્યુનિસ્ટોનુ અતિ ઉત્સાહપૂર્ણનુ આક્રમણ છે અતિ ઉત્સાહથી જો આ કામ કરશો તો સમાજને મુક્તિ મળશે અને વિશ્વમા શાંત સ્થાપના કરવા માટે ભારત સફળ થશે

સુરેન્દ્રનગર તા ૧૧-૧૨-૫૮



## લોકશાહીની તારણહાર

# સ્વતંત્ર જનશક્તિ

આજે આ યુગ માટે પરમેશ્વરનો સંદેશ અહિસાનો સદેશ છે સામાજિક અર્થિક અને રાજનૈતિક ક્ષેત્રમા અહિસા આવવી જોઇએ, તેવો સદેશ પરમેશ્વરનો છે અને પરમેશ્વરના સદેશાને લોકોની પાસે પહોચાડવા માટે અમુક માણુસો નિમિત્તમાત્ર થઈ જાય તો પછી પેલા માણસોનું વાક્ય સાભળવાની ઉત્સુકતા લોકોમાં બહુ થાય છે

ધારો કે મારા વ્યાખ્યાનમા હુ લોકોને ત્યાગ અને પ્રેમના સદેશને બદલે ભોગ-વિલાસની વાતો કહેત તો આટલા બધા લોકો જે મને

આજે સાંભળવા આવ્યા છે તે બધા આવત કે ? આ લોકો બધા આવ્યા છે તે શા માટે આવ્યા છે? જ્યાં ત્યાગ-પ્રેમની વાત હોય ત્યાં બધા સાભળવા માટે આવે છે; પછી ભલેને ત્યાગ કરવામાં મુશ્કેલી આવતી હોય, અને મોહને કારણે એકાએક કરવાની જેટલી ઇચ્છા હોય તેટલું ન પણ કરી શકતા હોય; તો પણ લોકોને ત્યાગ, પ્રેમ અને કરુણાનો વિચાર સાભળવો ગમે છે એ સદેશો એમને પ્રિય થાય છે કારણ કે પરમેશ્વરની ઇચ્છા એ રીતે કામ કરતી હોય છે.

પરમેશ્વરની ઇચ્છા એટલે કે કાળ-પુરુષની માંગ! આ માગણી કાળ-પુરુષની માગણી છે પરમેશ્વરને આપણે આપણી આંખોથી જોયો નથી, પરંતુ સમજી શકીએ છીએ કે અમુક વિચાર અમુક જમાના માટે યુગધર્મ થાય છે અમુક યુગમાં અમુક ધર્મ હોય છે એટલે યુગધર્મની વાત લોકોને ભાવે છે એટલે લોકો આજે અહિંસાની વાત ઇચ્છે છે

આજે આખી દુનિયામા સર્વત્ર હિંસા ચાલે છે મોટા મોટા શસ્ત્રાસ્ત્રો વધી રહ્યા છે, અને એવાં એવા ઓજારો નીકળ્યા છે કે તેની કલ્પના પણ આપણે નથી કરી શકતા! આમ, આખી દુનિયામાં જોકે શસ્ત્રાસ્ત્રો વધી રહ્યા છે, પણ એક જમાનામા શસ્ત્રો ઉપર જે વિશ્વાસ હતો તે આ જમાનામા નથી રહ્યો પણ બીજું કાઈ સૂઝતુ નથી, અને પ્રશ્નો તો છે, એટલે શસ્ત્રાસ્ત્ર વધાર્યે જાય છે એ તો ગાડું ચાલતું હતું એટલે ચાલે છે અંગ્રેજીમા જેને "ઇનર્શિયા" કહીએ છીએ તેવો અત્યારે આપણા દેશમા "ઇનર્શિયા" છે; એટલે કે જેવું ચાલે છે તેવુ ચાલવા દેવુ ;

આપણે માનીએ છીએ કે આપણુ લશ્કર તો લોકશાહીના રક્ષણ માટે છે. લોકશાહીમા બહારથી જો આક્રમણ થાય તો દેશના રક્ષણનું કામ સેના કરશે એમ માનીને લોકશાહીની રક્ષાને માટે સેના રખાય છે

હવે બહુ મોટો સવાલ એ પેદા થાય છે કે લોકશાહી પર જો બહારથી આક્રમણ થાય તો આપણે ત્યા સેના તૈયાર છે એમ માનીએ, અને એ સેના આપણુ રક્ષણ કરી શકશે એમ ક્ષણભરને માટે માની લઈએ, પરતુ જો એ જ દેશનું લશ્કર પોતે એ જ દેશની લોકશાહી પર હુમલો કરે તો પછી એ દેશ શુ કરશે એ સવાલ છે.

આજે તમે જુઓ છો કે પાકિસ્તાન, બર્મા, ઈજીપ્ત વગેરે દેશો લશ્કરના હાથમા આવી ગયા છે, અને હવે તો સાભળ્યુ છે કે ફ્રાન્સ જેવો દેશ કે જ્યા લોકશાહીના વિચારો નિર્માણ થયા, જેણે આખી દુનિયાને સાહિત્યની પ્રેરણા આપી અને ફ્રેંચ ક્રાંતિના તત્ત્વજ્ઞાનની જે ભૂમિ હતી એના દેશમા પણ આજે લશ્કરના માણસોના હાથમા સત્તા ગઈ છે

હુ એમ કહેવા નથી માગતો કે લશ્કરમા જે લોકો પોતાના હાથમા સત્તા લઈને બેસે છે તે બધા દુર્જનો છે અથવા તો લોકોને એ કનડગત કરશે તેઓ ભલે સારા માણસ હોય અને લોકોના હિતના કામો એમણે કર્યાં હોય, પણ જો લોકશાહી પર આક્રમણ થાય તો પછી શું? સારો કારભાર તો રાજાશાહીમાં પણ કેટલાક રાજાઓ ચલાવતા હતા પરતુ આજે આપણે રાજાશાહીને માન્ય નથી કરતા અકબર રાજા ઘણો સારો થઈ ગયો, પણ આપણે એમ નથી કહેતા કે અકબરના જમાનામા હિંદુસ્તાનમા લોકશાહી હતી

એટલે આજે ભલે પેલા લશ્કરી સેનાપતિઓ જે રાજ્યનો કબજો લઈને બેઠા છે—ફ્રાન્સ, પાકિસ્તાન, બર્મા, સુદાન વગેરેમા અને હજી બીજા કેટલાયે દેશોમા એવુ થશે—એ ભલે સારા માણસો હોય અને ભલે પ્રજાને સુખ પણ આપતા હોય, તો પણ લોકશાહી પર આક્રમણ થયુ કે નહીં? જો આપણા દેશ પર બહારના લોકોનું આક્રમણ થાય તો લશ્કર આપણું રક્ષણ કરશે, પરંતુ આપણી

સેનાની પકડમા જો દેશ આવી ગયો અને લોકશાહી પર તે તરાપ મારે તો શું થાય?

હું એવું કહેવા નથી માગતો કે એવુ થાય એવી અત્યારે હિંદુસ્તાનમાં સ્થિતિ છે. હુ એવુ સૂચવવા નથી માગતો કે હિંદુસ્તાન પર એના લશ્કરનુ એવુ આક્રમણ થવાનુ છે એવી સ્થિતિ નથી તેમ આપણે માની લઈએ, કેમ કે અહીં એક એવો પુરુષ બેઠો છે જેના પર લોકોની શ્રદ્ધા છે એટલે એવુ હિંદુસ્તાનમા નહીં થાય તેમ માની લઇએ પરંતુ હું સાવ સ્વતંત્ર સવાલ પુછુ છુ કે લોકશાહી પર રાષ્ટ્રના જ લશ્કરનુ આક્રમણ થાય તો શુ?

ટૂંકમાં, લોકશાહી કેવળ લશ્કરના આધારે નભી ન શકે તેટલું આપણે સમજવું જોઈએ, પછી ભલે આપણે લશ્કર રાખીએ.

જો પરદેશી આક્રમણનો ડર હોય અને લોકોમા હજી એટલી હિમ્મત અને શક્તિ ન આવી હોય તો લશ્કર ભલે રાખીએ, પણ આપણે એવા ભ્રમમા ન રહીએ કે સેના રાખીશુ એટલે લોકશાહી તદ્દન સુરક્ષિત રહેશે

લોકશાહી તો ત્યારે જ સુરક્ષિત રહેશે કે જ્યારે લોકોની અંદર હિંસાની વિરોધી અને સરકારથી ભિન્ન એવી શક્તિ ઉત્પન્ન થશે. આવી સ્વતંત્ર શક્તિ આપણા દેશમાં ઉત્પન્ન થવી જોઈએ એવા હેતુથી મારો આ પ્રયાસ ચાલે છે.

એટલે આ મારી પદયાત્રા, આ ગ્રામદાન–ભૂદાનની વાત અને સંપત્તિદાન, એટલે કે દરેક જણ પોતાની સંપત્તિનો છઠ્ઠો ભાગ સમાજને આપે એ બધુ ચાલે છે તે આ દેશમા સ્વતંત્ર લોકશાહી નિર્માણ થાય એટલા માટે ચાલે છે લોકોને એમા બહુ ઉત્સાહ છે અને લોકો બહુ પ્રેમથી આ વિચારને વધાવી લે છે અને આ વિચાર તારક વિચાર છે તેમ લોકો માને છે.

અત્યારે હિંદુસ્તાનમાં ભિન્ન ભિન્ન રાજનૈતિક પક્ષો કામ કરી રહ્યા છે અને તેનાથી બધા લોકો તંગ આવી ગયા છે, અને લોકોને એવો કોઈ રાહ મળે કે જેથી આ રાજનૈતિક ઝગડાઓથી બચી શકાય અને પોતાની શક્તિ પોતે ઊભી કરી શકે, તો લોકો તેવું ઇચ્છે છે.

આજે ચૂંટણીમા કોંગ્રેસ ઊભી થાય તો કોંગ્રેસને મત આપે એનો અર્થ એ નહીં કે લોકોને કોંગ્રેસ પર બહુ વિશ્વાસ છે, પરંતુ એનો અર્થ એ છે કે લોકોને બીજા બધા પર વધારે અવિશ્વાસ છે પરંતુ કોંગ્રેસને મત આપે એટલે સાથે કોંગ્રેસને સહકાર પણ આપે એવું આજે નથી પરંતુ કેવળ વોટ આપે શુ થાય? એથી કરીને પ્રજાનો પૂરો સહકાર સરકારને મળશે કે આજે મળે છે તેવુ નથી

આજે પંચવર્ષીય યોજનાવાળાઓની મુખ્ય ફરિયાદ એ છે કે આજે લોકહિત માટે યોજના ચાલે છે પરંતુ તેને માટે લોકોમા જે ઉત્સાહ પેદા થવો જોઈએ તે કેમ નહીં થતો હોય? તે જ આજનો મુખ્ય સવાલ છે

એટલે સરકાર સામે, ચૂંટણીમા લોકો તેને ચૂંટી આપશે કે નહીં તે સવાલ મહત્ત્વનો નથી, પણ સહકાર વિના દેશ આગળ વધશે કે કેમ એ સવાલ છે સરકારના ધ્યાનમા અત્યારે એ આવે છે કે કેવળ સરકારની શક્તિથી દેશનુ કામ ન ચાલે દેશમા લોકશક્તિ ઊભી થવી જોઈએ તે લોકશક્તિ શી રીતે ઊભી થાય, અને કોણ ઊભી કરે તે સવાલ સૌથી પાયાનો છે

લોકશક્તિ સરકારના નિયંત્રણોથી, હુકમથી કે કાયદાથી પેદા નથી થવાની

આજે સરકાર કોશિશ કરે છે કે ગામડે ગામડે ગ્રામપંચાયત થાય અને ગ્રામપંચાયતને સરકાર અમુક અધિકાર આપે. સરકાર કહે

છે કે ગ્રામપંચાયત જો વધારે સારી ચાલે, અને જો લોકોની યોગ્યતા વધે તો અમે ગ્રામપંચાયતને વધારે અધિકાર આપીશું.

તો હું પૂછું છું કે "અરે! તમે કોણ છો અધિકાર આપનારા? એનો શો ઉત્તર છે? તમારી પાસે શું અધિકારનું પાર્સલ છે કે તેમાંથી અધિકાર આપશો?"

એનો અર્થ એ છે કે આજે જે ગ્રામપંચાયતો છે તે ગામડામાંથી ઊભી નથી થતી પરંતુ સરકાર તરફથી ઊભી થાય છે, અને તે ઉપર ઉપરની પ્રેરણાથી થાય છે અને એ રીતે સત્તાની વહેંચણી થાય છે.

આમ એ સત્તાની જ સંસ્થા થાય છે, સેવાની સંસ્થા નથી થતી. સત્તાની વહેંચણી કરીને અમુક માણસોના હાથમાં સરકાર સત્તા આપે છે, અને ગામડાનું નેતૃત્વ ઊભું કરવા મથે છે; પરંતુ ગામડાનું નેતૃત્વ ગામડામાંથી જ થવું જોઇએ, ઉપરથી નહીં.

તો અત્યારે જે ચાલે છે તેથી લોકશક્તિ નિર્માણ નહીં થઇ શકે. લોકશક્તિ સરકારી નિયંત્રણથી ન થાય.

હા, લોકશક્તિ ઊભી થાય તો સરકાર લોકસ્વરાજ્યના કામમાં મદદ જરૂર કરી શકે, પણ ખુદ શક્તિ જ ઊભી કરવાનું કામ સરકાર કે રાજનૈતિક પક્ષ ન કરી શકે.

એવી સ્થિતિમાં બધી પ્રજા સર્વોદય વિચારનું નામ સાંભળીને તેના તરફ ઉત્કંઠાથી જુએ છે કે સર્વોદયમાંથી કાંઇક નીકળશે. એ જ આશાથી આટલા બધા ભાઇઓ અને બહેનો મને સાંભળવા આવે છે અને હું કહેવા માગું છું કે એમની એ આશા વાજબી છે, યોગ્ય છે.

પરંતુ હું પૂછવા માગું છું કે તમે બધા કયા નેતાઓ વિષે આશા રાખો છો? સર્વોદય-વિચાર પાસે આશા રાખો છો તે તો

બતાવ્યર છે, પરંતુ જો તમે એમ માનતા હો કે અમે તો સર્વોદય-વિચારના જે નેતાઓ છે તેમના ઉપર વિશ્વાસ રાખીએ છીએ તો તમારી એ આશા મિથ્યા છે.

તમે જો વિશ્વાસ રાખો તો સર્વોદય-વિચાર પર વિશ્વાસ રાખજો; અને સર્વોદય-વિચાર પર વિશ્વાસ એટલે કે પોતાના પર વિશ્વાસ રાખવો જોઇએ એવું સમજીને ચાલવું. તો કામ થશે.

તમે જો એમ માનતા હો કે આજના નેતાઓ ઠીક કામ નથી આપતા એટલે આ સર્વોદય-વિચારના જે નેતાઓ થશે તેમના ઉપર વિશ્વાસ રાખીએ તો તે તદ્દન ભ્રમણા છે બહુ મોટી ભ્રમણા છે એવો ભ્રમ તમે રાખશો મા !

સર્વોદયમાં નેતૃત્વ ન હોય, સર્વોદયમાં સેવકત્વ હોય છે. આજકાલ 'વિલેજ લીડરશિપ' (ગ્રામનેતૃત્વ) વગેરે વાતો ચાલે છે, પરંતુ તે મિથ્યા છે સર્વોદયમાં નેતા ન હોઈ શકે સમાજ પોતાની સેવા માટે ખુદ ઊઠે ત્યારે જ સર્વોદય થાય

કાલડી, તા ૯–૧૨–'૫૮

# વિજ્ઞાનયુગમાં વૈશ્યધર્મ

બહુ જ ખુશીની વાત છે કે તમારા જેવા મહાજનોની આગળ બે વાત મૂકવાનો મને પ્રસંગ—અવસર મળે છે.

મહારાષ્ટ્રમાં હું જ્યારે ફરતો હતો ત્યારે મુંબઈ જવાની વાત નીકળી હતી પણ મેં ના કહી હતી; કારણ કે સાડાસાત વરસથી હું આખા દેશમાં ફરું છું અને મારે જે કહેવાનું હોય છે તે રોજ સાર્વજનિક રીતે કહું છું. એમાં કેવળ ભૂમિની જ વાત નથી આવતી, સંપત્તિની પણ વાત આવે છે. અને ટ્રસ્ટી તરીકે માલિકો વર્તે તે વાત પણ એમાં આવે છે.

આવી સ્થિતિમાં હું મુંબઈ જઈને મહાજનો પર આક્રમણ કરું એ મને સારું ન લાગ્યું.

હું માનતો હતો—અને માનું છું કે જે ઉદારતાના વિચારો આ ભૂદાન આંદોલનમાં પ્રગટ થયા છે તેની અસર વિશ્વવ્યાપી થવાની છે અને આગળ જતાં એનાથી કોઈ પણ અછૂત નહીં જ રહે.

મહાજનો, વ્યાપારીઓ, મિલમાલિકો વગેરે બધા વિચાર કરતાર, લોકનેતાઓ છે. તેઓ વાત સમજે છે. આવી સ્થિતિમાં મુંબઈ જઈને મારી વાતો હું કંઈક આગ્રહપૂર્વક એમની પાસે

મૂકુ એમા તો મને એક રીતે આક્રમણ જ લાગે છે એટલે મે કહ્યુ કે હુ આ મુબઇ પ્રદેશમા છુ તો આ મારા ભાઈઓ—માલિકો વગેરે—કોઈ પણ ઠેકાણે "મને મળી "શક છે અને પ્રેમપૂર્વક મારી સાથે વાતો કરી શકે છે; અને જો તેઓ મારા વિચાર પૂરા કરી શકતા હોય તો તેઓ જાહેર કરી શકે છે,—એને વિષે મારી સાથે ચર્ચા પણ કરી શકે છે તેને માટે હુ તૈયાર જ રહીશ

પણ મારા તરફથી હુ એક કીડી પર પણ આક્રમણ કરવા નથી માગતો આ આદોલનમા એક પણ પ્રસગ મને યાદ નથી કે જ્યારે કોઇ પણ જાતનુ આક્રમણ મારા તરફથી કોઈના પર થયુ હોય

હુ એક વિચારમા શ્રદ્ધા રાખનારો માણસ છુ અને હુ માનુ છુ કે જે સત્ય વિચાર હોય છે તેને કોઈ ગળી નથી શકવાનુ પણ આ વિચારના પ્રવાહમા બધાએ ભળવુ જ પડશે અને પરમેશ્વરે જે બુદ્ધિ સૌને આપી છે તે બુદ્ધિ આ પ્રવાહને અનુકૂળ થવી જ જોઇએ, અને તે થશે જ એટલા માટે મારે તો નમ્રતાપૂર્વક વિચારો મૂકવા એટનુ જ મારુ કામ છે એમ સમજીને મારે ચાલવુ જોઈએ અને એ રીતે હુ કામ કરતો આવ્યો છુ

તમને ખબર હશે કે ગાધીજી ટ્રસ્ટીશીપના વિચારને બહુ માનતા હતા તેઓ કહેતા હતા, તેઓ વિશ્વાસ રાખતા હતા અને તેમને આશા હતી કે આપણા દેશના વેપારીઓ, મહાજનો,

માલિકો આ જ ભૂમિમાંથી પેદા થયા છે અને અહીંનાં જ જળ-વાયુનું તેઓ સેવન કરે છે. એટલે અહીંનાં જળ, વાયુ અને માટીમાં જે સદ્દભાવના રહી છે તે તેમને પણ મળી છે. એટલે એ લોકો ટ્રસ્ટી તરીકે વર્તે અને આખા સમાજના સેવક બને એ હિંદુસ્તાનમાં તદ્દન સંભવિત છે. અને તે થશે એવું તેઓ માનતા હતા.

એટલે એક વાર તો ઘણા ભાઈઓને સાથે ભેગા કરીને ચર્ચા કરેલી અને ટ્રસ્ટીશીપનો શું અર્થ હોઈ શકે તે તેમને સમજાવતાં જે કહ્યું હતું તેના ઉપરથી એક મુસદ્દો બનાવવામાં આવ્યો હતો. એ ખરડાનું-મુસદ્દાનું શું થયું તેની ખબર નથી. પણ મારી માન્યતા હું તમને કહું છું કે દિવસે દિવસે જેમ વિજ્ઞાનયુગ જોરથી આવતો જાય છે તેમ તેમ વ્યક્તિ તરીકે માણસ બહુ જ મહત્ત્વનો થતો જાય છે

પુરાતન જમાનામાં આત્મજ્ઞાનની એક શક્તિ હતી. તે ઉપરાંત આજે જ્યારે માણસને વિજ્ઞાનની શક્તિ પણ મળે છે ત્યારે માણસનું વ્યક્તિત્વ બહુ જ સમર્થ થવાનું છે. અને એ વ્યક્તિત્વ એટલું વ્યાપક થશે કે એમા આખા સમાજને સમાવી શકાશે.

કેટલાકનો એવો ખ્યાલ છે કે, પબ્લિક અને પ્રાઈવેટ સેકટર એ બંને મળીને રાષ્ટ્ર બને છે. અને જેમ જેમ પબ્લિક સેકટર વધતુ જશે તેમ તેમ પ્રાઈવેટ સેકટર ઘટતુ જશે; અને ત્યારે રાષ્ટ્રની પ્રગતિ થશે, પછી ભલે એ ધીરે ધીરે થાય.

આજે તો હિંદુસ્તાનમાં બંને સેકટરને અવકાશ છે, પણ વિકાસ ક્રમમાં એક દિવસે પ્રાઇવેટ સેકટર ખતમ થઈ જશે અને પબ્લિક સેકટર સો ટકાનું થઈ જશે તો ઉત્તમ સમાજ-વ્યવસ્થાની અવસ્થા પ્રાપ્ત થશે, એવું કેટલાક લોકો માને છે.

પણ હું આ વાત એવી રીતે નથી સમજતો. સર્વોદયની જે રીત છે તે રીતે હું તો સમજું છુ અને તે રીતે મને તો આ વાત ઉચિત નથી લાગતી, બંધ બેસતી નથી લાગતી

મને હમેશાં લાગ્યું છે કે જેવી રીતે આંગળીઓ ને હાથની વચ્ચે પરસ્પર સબંધ હોય છે એવો (સંબંધ) પબ્લિક અને પ્રાઇવેટ સેકટર વચ્ચે હોવો જોઈએ. પ્રાઇવેટ સેકટર આંગળાં છે અને પબ્લિક સેકટર હાથ છે. આંગળી છોડીને હાથ કામ નથી કરતો અથવા તો હાથથી અલગ આંગળા કામ નથી કરતાં હાથ જે કામ કરે છે તે જ આંગળાં કરે છે અને આંગળાં જે કરે છે તે જ હાથ કરે છે, .

એટલે હું તો પબ્લિક સેકટર+પ્રાઇવેટ સેકટર, બંને મળીને રાષ્ટ્રયોજના થાય એવું ગણિત નથી કરતો

પબ્લિક સેકટર = પ્રાઇવેટ સેકટર અને પ્રાઇવેટ સેકટર = પબ્લિક સેકટર એ બંને એક જ છે અને એનું જ નામ રાષ્ટ્રયોજના.

એટલે પબ્લિક સેકટર અને પ્રાઇવેટ સેકટર–એવો ભેદ કલ્પીને, બંનેનો સરવાળો કરી, સરવાળામાં અમુક વધે ને અમુક ઘટે તેમ હું નથી માનતો.

ધારો કે આજે પબ્લિક સેક્ટર "૩૦" છે અને પ્રાઇવેટ સેક્ટર "૭૦" છે, તો એ બને મળીને "૧૦૦" થાય છે. અને કાલે પબ્લિક સેક્ટર વધીને ૪૦ થશે તો પ્રાઇવેટ સેક્ટર ૬૦ થશે અને બંને મળીને ૧૦૦ થશે. આવી રીતનું ગણિત પેલા લોકો માને છે. તેઓ બને સેક્ટર વચ્ચે વિરોધ માને છે.

પણ હું માનું છુ કે, પબ્લિક સેક્ટર પણ ૧૦૦ ટકા હોવું જોઈએ અને પ્રાઇવેટ સેક્ટર પણ ૧૦૦ ટકા હોવું જોઈએ. ૧૦૦ + ૧૦૦ = ૧૦૦ (એટલે કે) પબ્લિક સેક્ટર + પ્રાઇવેટ સેક્ટર = ૧૦૦ (ટકા).

આ એક નવુ ગણિત છે. આ સર્વોદયનું ગણિત છે જેમાં "સો વત્તા સો બરાબર સો" થાય છે' પણ એ ત્યારે જ થાય કે જ્યારે લોકહિતના પ્રતિનિધિ તરીકે જ વેપારી કામ કરતા થાય.

તમે જોશો કે આજે હિંદુસ્તાનમા—અને કદાચ દુનિયામા પણ—વેપારી વિના કોઈનુ ચાલતુ નથી. અને હિંદુસ્તાનમાં તો નથી જ ચાલતુ. અને એ જાહેર છે કે, વેપારીને ગાળો આપ્યા વિના (પણ) નથી ચાલતુ ! આશ્ચર્ય છે કે જેની સેવાની સમાજને અત્યંત આવશ્યકતા હોય છે તેને પણ ગાળો ખાધા વિના નથી ચાલતું ! આ એક વિચિત્ર વાત છે.

પણ આમાં વેપારીનો દોષ નથી. આ આખા સમાજનો દોષ છે એટલે વેપારી પણ એમાં આવી જાય. અને તે દોષ એ છે કે આજે પૈસાનુ મૂલ્ય અસ્થિર છે. પૈસાની સ્વતંત્ર કીંમત રહી નથી. પૈસો પોતે જ આવશ્વાસનીય થઇ ગયો છે.

એવી સ્થિતિમા માણસની ભાવના બધી કૃત્રિમ થાય છે લોકો સ્વાર્થનો સાચો અર્થ નથી સમજતા

મારા હાથનો સ્વાર્થ મારા પગની સેવા કરવામા રહ્યો છે એટલે હુ રોજ દસ-બાર માઇલ ચાલુ અને પછી જ્યારે ચાલીને આવીને નહાવા જાઉ છુ ત્યારે મારા હાથની વૃત્તિ જોઇને મારા પગ એટલા પ્રસન્ન થાય છે કે બીજે દિવસે ફરીથી ચાલવા એ તૈયાર જ રહે છે. માન પર મારા પગનો એટલો બધો ઉપકાર છે કે એના વિના યાત્રા ન ચાલે. એટલે મારા હાથ પગની ખૂબ સારી રીતે સેવા કરે છે, દબાવે છે, પગચંપી કરે છે અને એવી રીતે ખૂબ સેવા કરીને એને ખુશ રાખે છે એટલે બીજે દિવસે (પગ) તૈયાર રહે છે

એને બદલે હાથ પોતે (પગથી) જુદાઇ રાખે અને 'હુ ઊચો છુ ને તુ નીચો છે એટલે હું તારુ કામ નહીં કરુ'— તેમ હાથ કહે તો પગ યાત્રા કરવા ઇન્કાર કરે. અને આમ આ દેહનુ જે કામ ચાલે છે તે ખતમ થઇ જાય એ કામ કેવળ હાથ, પગ કે વાણીથી નથી થતુ, તે જીવનથી થાય છે એટલે પગની સેવા માટે હાથ તૈયાર રહે છે તો શરીર ચાલે છે કાનમા દુ ખ થતુ હોય તો આખ રડે છે પેટમા દુ ખતુ હોય તોય આખ રડે છે આખમા દુ:ખતુ હોય અને આખ રડે તો નવાઇ નથી પણ શરીરના અ ગોને એકબીજાને માટે ખૂબ સહાનુભૂતિ છે એટલે શરીર સીધી રીતે ચાલે છે

એવી જ રીતે સમાજના અ ગો પરસ્પર અનુરાગ, સ્નેહ-

પ્રીતિ, એકબીજાનુ ભલું કરવાની તત્પરતા રાખે ને સમજે કે બીજાનું ભલું કરવામાં પોતાનું ભલું છે. આવું જો થાય તો સ્વાર્થની સાચી વ્યાખ્યા ધ્યાનમાં આવશે સ્વાર્થ સાધવાની આ જ સાચી અને સરળ રીત છે

એટલે મારો તો વેપારીઓ ઉપર વિશ્વાસ છે. હું ધારૂં છું કે મારા જેવા તમને તો કેટલાય મિત્રો મળ્યા હશે, અને મળશે પણ તમારા જેટલા મિત્રોની સખ્યા હોય તેમાં હું તમારો અગત મિત્ર છુ અને તમારી સૌની પ્રતિષ્ઠા વધારવા હું ઇચ્છું છુ. એટલે આજે જે કામ ચાલે છે તેમાં તમારો પોતાનો સહકાર આપશો.

ગાધી બાપુએ જે કાંઈ કહ્યુ તેનો જો તમે સ્વીકાર કરો તો સરકારમાં જેટલી શક્તિ છે તેથી વધારે જ શકિત તમારામાં આવે કારણ કે આખો વ્યવહાર તમારી મારફત ચાલે છે

એકવાર મે વિનોદમાં કહ્યુ હતુ કે જેવી રીતે નિશાળમા અને કોર્ટોમા રજા પડે છે તેવી રીતે એકાદ વરસને માટે સરકારને જો છુટ્ટી આપી દઈએ, તો જોઈએ તો ખરા કે શુ થાય છે? પણ એવી હિંમત નથી કરી શકતા. એકાદ વરસ જો સરકાર છુટ્ટી લે તો શુ સમાજના બધા વ્યવહારો બધ થઈ જશે? એવું કશુ નથી થવાનુ. પણ એકાદ માસ તો શુ, એકાદ માસ માટે પણ જો બજાર બધ રહે તો—જેમ ખેડુતો વિના દેશ ન ચાલે તેમ—વેપારીઓ વિના પણ દેશ ન ચાલે, જ્યારે સરકાર વિના દેશ ચાલી શકે. એકાદ વરસ જો સરકાર

છુટ્ટી લે તો જીવનમાં બહુ ભંગાણ પડે તેમ નહીં. વેપારી વેપાર કરે, ખરીદનાર ખરીદી કરે; એટલે તો પોતપોતાનું કામ કરે; લોકોને (ત્યાં) છૈયાં-છોકરાં થાય, વિવાહ વગેરે થાય, અને રોગ થયા હોય તો એની સેવા કરનારા પણ હશે. આ રીતે સમાજનું બધું કામ વ્યવસ્થિત રીતે ચાલે. એટલે સરકાર જો એકાદ વરસ છુટ્ટી લે તો દુનિયામાં કલેશો વધારે થાય તે કલ્પના માત્ર છે. એવું માનવાને (કલેશ વધશે તે માનવાને) કશું કારણ નથી. આવું હું સરકાર વિશે કહી શકું પણ વેપારીઓ વિશે હું આવુ કહી શકુ નહીં. સરકાર કરતાં વેપારીઓની આવશ્યકતા સ્વયં સિદ્ધ છે.

આ જે બધાં (ભૂદાન-ગ્રામદાનના) કામો થયાં છે તેનું શુ મહત્ત્વ છે? એક તો ભૂમિહીનોને જમીન આપવી; આખું ગામ પગભર થાય તે રીતે ગામને ઊભું કરવું. આ કેવડું મોટું કામ છે તેનો તમને ખ્યાલ આવશે. એના વિના ગામડાનું ચાલે નહીં.

ગામડામાં જે અનાજ પાકશે તેના ઉપર રાષ્ટ્રનો અને રાષ્ટ્રના વ્યાપારનો આધાર રહે છે તેનું કેટલું મહત્ત્વ છે તે તમે સમજી શકશો. અને આમા કાંઈ નહીં તોયે છ લાખ લોકોએ ૪૦-૪૫ લાખ એકરનુ દાન આપ્યું છે. તો લોકોને ધર્મની એક પ્રેરણા મળી. આ કાર્યક્રમ જ્યારે નહોતો ત્યારે નાના નાના જમીનના ટુકડા માટે, પણ કોર્ટોમાં કેઇસો જતા હતા, ભાઈઓ ભાઈઓ વચ્ચે દ્વેષ પેદા થતો હતો, ખુનામરકી પણ થતી હતી.

એ બધું જે થતુ હતુ તે ભૂમિની જે આસક્તિ છે તેને લઈને થતુ હતું પરંતુ એમને પ્રેમપૂર્વક સમજાવવામા આવ્યું તો તેઓ ભૂમિ છોડવા તૈયાર થયા. તો આ એક આશ્ચર્યકારક ઘટના છે. પણ આ યુગપુરુષની માગ છે આજનો યુગ માગ કરે છે કે હળી–મળીને કામ કરશો અને એક પરિવારની રીતે વર્તશો તો વિજ્ઞાનયુગનાં જે સાધનો છે તેનો સારી રીતે ઉપયોગ કરી શકશો એટલે જેમ જેમ વિજ્ઞાન વધતુ જશે તેમ તેમ બધા એકત્ર થઈને, હળી–મળીને કામ કરે તેની બહુ જરૂરત પેદા થશે એટલે આ યુગની માગ છે, અને તે લોકોની ઉદારતાની (માગ) છે. જ્યાં જ્યા હુ જઉં છું ત્યા ત્યા લોકો આ વાત સમજે છે, મારી વાત કબૂલ રાખે છે અને જમીન આપે છે.

બીજું કામ શાંતિસેનાનુ છે. જ્યા ત્યા અશાંતિ થશે કેમ કે અશાંતિનાં કારણો પડેલાં છે, તે દૂર કરીએ. પણ અશાંતિનુ સ્વરૂપ આજે જે રીતનું છે તેવુ ન હોવુ જોઇએ આજે તો તોફાનોને રોકવા માટે પોલીસનો અને ગોળીબારનો ઉપયોગ થાય છે આવી રીતે લોકોના રક્ષણ માટે પોલીસની અને લશ્કરની જરૂર પડે તો દુનિયામા કદી શાંતિ થાય નહીં. એટલે અંતર્ગત રક્ષણનું કામ લોકોએ જ ઉપાડી લેવુ જોઈએ અને શાંતિસૈનિક બનીને, જાનને જોખમે પણ, લોકોના રક્ષણ માટે તૈયાર રહેવુ જોઇએ

તો આપણે એમને (લોકોને) સમજાવી પણ શકીએ કે ભાઇઓ, બધાનુ હિત જોઈને તમે તમારી માલિકીમાથી બધાને હક આપો અને તમે પોતે વિશ્વસ્ત ટ્રસ્ટી તરીકે કામ કરો.

આવી રીતે જો આપણે સેવક તરીકે કામ કરીને બતાવીએ કે સમાજના રક્ષણ માટે અમે જાનને પણ જોખમમા નાખી શકીએ છીએ, તો માલિકોના હૃદયમા પ્રવેશ થાય અને તો હૃદયમા પરિવર્તન થાય એટલે આખા ભારતમા શાતિસેના થવી જોઈએ

મે આખા ભારતમાથી એક લાખ શાતિસૈનિકની માગણી કરી છે તો એમને માટે અને એમના છોકરાઓ માટે યોજના કરવી જોઇએ અને એમને માટે પ્રત્યેક ઘરની સહાનુભૂતિ મળે એટલા માટે મે સર્વોદયપાત્રનો કાર્યક્રમ કાઢયો છે દરેક ઘરમા સર્વોદયપાત્રમા મુઠીભર અનાજ રોજ નાખવામા આવે આ તો દરેકે કરવાનુ છે

પણ જો ટ્રસ્ટીશીપની થીઅરી માન્ય કરીને તમારી સપત્તિનો એક હિસ્સો આપો તો સમાજમા શાતિમય ક્રાન્તિ સારી રીતે થઈ શકે, અહિંસક રીતે શાતિ શી રીતે થઇ શકે શકે તેનુ દર્શન ભારતને થાય

આજે તો ત્રણ સો કરોડ રૂપીઆને ખર્ચે પચાવન લાખ નોકરો ભારતની સેવા માટે રાખવા પડે છે આવી રીતે કરોડો રૂપીઆ યોજનાઓ પાછળ ખર્ચાય છે એટલે જો દેશને એમાથી બચાવવો હોય તો દેશની અતર્ગત શક્તિ પેદા કરવી જોઇએ અને દેશનુ ઘણુ ખરુ કામ લોકો જ કરે તેવુ થવુ જોઇએ ગામની જમીન ગામની (માલિકીની) બનાવીને ગ્રામસ્વરાજ્યની સ્થાપના થવી જોઈએ અને ગામનો કારભાર

ગામના લોકો જ સંભાળે, અને એ રીતે સરકારને મુકત કરે, તો સરકારનો ભાર પણ ઓછો થાય અને ખર્ચ પણ ઓછુ થાય આવી રીતે જો શાંતિસેના થાય તો લશ્કરની જરૂર ન પડે.

હું તમારી પાસે જે છઠ્ઠા હિસ્સાની માગણી કરૂ છુ તે કાંઈ બહુ કઠણ નથી આજે વેપારીઓની દાનની પ્રવૃત્તિ કાંઈ ઓછી નથી થઈ પણ દાનમાંથી શક્તિ નિર્માણ થવી જોઇએ તેનુ તેમને ભાન નથી થયુ એટલે જૂની ઢબે દાન આપ્યા કરે છે

જેવી રીતે વિજળીમાંથી શક્તિ પેદા થાય છે તેવી રીતે દાનમાંથી જે શક્તિ પેદા થાય તેનો ઉપયોગ આજના જમાનાનો જે ઉત્તમ ઉપયોગ છે તેમા કરવો જોઈએ વેપારીઓએ આ રીતે વિચાર કરવો જોઈએ અને વેપારીઓને જો આ વાત રૂચે, અને એ પ્રમાણે કરે, તો તેમની પ્રતિષ્ઠા બને અને આજે એમને માટે જે અવિશ્વાસનુ વાતાવરણ છે તે ન રહે

આજે ટેક્સનો (કરનો) ભાર એમના ઉપર પડે છે, પણ એ બધો ભાર અયોગ્ય જ છે તેમ ન કહી શકાય અને બધી રીતે યોગ્ય જ છે તેમ પણ ન કહી શકાય આ બધું થાય છે કારણ કે સાર્વજનિક જીવનની આપણી જવાબદારી છે તેમ સમજીને (તેઓ) આગળ નથી આવતા

એટલા માટે હું છઠ્ઠો હિસ્સો સમાજને માટે દરેકની પાસે માગુ છુ આના ઉપરાંત જો બે–ત્રણ ભાઈઓ વેપાર કરતા હોય તો તેમાંથી એક માણસ (એક ભાઈ) સમાજને સઙવો જોઈએ, જે સેવક બની શકે

આવા કેટલાક ભાઈઓ મને મળ્યા છે જેમના હૃદયમા પરમેશ્વરે સેવાની ભાવના પેદા કરી છે તેવા ભાઈઓ મને આ કામ માટે મળવા જોઈએ

ઘણાખરા મનમા બહુ દયા રાખે છે—અને વેપારીઓનુ લક્ષણ જ દયા છે; એટલે તો ધર્મનું વર્ણન કરતો શ્લોક લખાયો છે કે, સમાજરૂપી જે પરમેશ્વર છે, જેના મુખમા વિદ્યા છે, જેના હાથમા પરાક્રમ છે, જેના પેટમા દયા છે અને જેના પગમા સેવા માટે સચાર કરવાની વૃત્તિ છે તેવી પરમેશ્વરની સમાજમૂર્તિ છે તો આજે હુ શુદ્ર રૂપે કામ કરું છુ. શુદ્રનુ મુખ્ય લક્ષણ પગનો ઉપયોગ છે એટલે સૌની પાસે જઈને સેવા કરવી તે તેનુ મુખ્ય કામ

તો હિંદુસ્તાનના વેપારીઓમા દયાવૃત્તિ વિશેષ છે તે હું માનુ છુ એટલે હિંદુસ્તાનમા વેપારીઓને જે સ્થાન આપવામા આવ્યુ છે તે દુનિયામા બીજે કયાય નથી અપાયુ ઇશુએ તો ત્યા સુધી લખી નાખ્યુ છે કે સોઈના છેદમાથી કદાચ ઊંટ પણ પસાર થાય પણ શ્રીમાનોનો પ્રવેશ વૈકુંઠમા ન થાય આવુ વાકય બાઇબલમા આવે છે પણ આપણા દેશમા તો વેપારને એક ધર્મ માનવામા આવ્યો છે કૃષિ, ગોરક્ષા અને વાણિજ્ય એ ધર્મ છે અને તેને નિષ્કામ ભાવે કરનારો જે કોઈ હોય તે મોક્ષનો અધિકારી છે જે મોક્ષનો અધિકારી બ્રાહ્મણ વેદાધ્યયનથી બને છે તે જ મોક્ષનો અધિકારી વેપારી વેપારથી બની શકે છે આ એક અદ્ભુત વસ્તુ છે

બ્રાહ્મણ હોય પણ જો તે અહંકાર-વૃત્તિ અને સકામ-વૃત્તિ રાખતો હોય તો તેને મોક્ષ ન મળે, પણ જો એવી વૃત્તિ ન રાખતો હોય તો તેને મોક્ષ મળે. તેવી જ રીતે જો વેપારી અહંકાર વૃત્તિનો હોય તો તેને મોક્ષ ન મળે. પણ જો નિષ્કામ ભાવે કામ કરતો હોય તો તેને મોક્ષ મળે. આવું અપ્રતીમ વાકય ભગવાનના મુખમાંથી બોલાયું છે.

હિંદુસ્તાનના વેપારીની એટલી પ્રતિષ્ઠા છે કે જેટલું બીજા પુણ્યવાન પુરુષનું સ્થાન છે તેટલું જ વેપારીનું સ્થાન છે. વેપારી હિંદુસ્તાનની કલ્પનામાં અત્યંત અપરિહાર્ય એવો સેવક છે, જેની સેવા વગર કોઇનું ચાલે નહીં.

સેવક રૂપે એ જે સંગ્રહ કરશે તે બધાને માટે કરશે. એટલે વેપારીઓનું સ્થાન માતૃસ્થાન છે. માતા પાસે જે સંગ્રહ હોય છે તે છોકરાને માટે હોય છે. છોકરો પોતે સંગ્રહ સાચવી ન શકે એટલે છોકરાને માટે મા સંગ્રહ કરે. અને એવી રીતે સમાજને માટે વેપારી સંગ્રહ કરે. આ આપણા દેશનું આધ્યાત્મિક મૂલ્ય છે; અને એ આપણા દેશનું સ્વતંત્ર મૂલ્ય છે.

સામાન્ય રીતે વેપારીઓ જેટલા સૌમ્ય વૃત્તિવાળા હોય છે અને માંસાહારથી મુકત હોય છે, તેટલા પ્રમાણમાં બીજા લોકો નથી હોતા; જોકે ગુજરાતમાં તો ખેડૂતો પણ શાકાહારી હોય છે; પણ હિંદુસ્તાનના બીજા પ્રાંતોમાં વેપારીઓ જ આ વૃત્તિના હોય છે. આ એમની એક વિશેષ વૃત્તિ બતાવે છે આધ્યાત્મિક દૃષ્ટિએ વિચાર કરવાનું એમનું વલણ છે એવો

એનો અર્થ છે.

હું જે કહેવા માંગું છું તેનું કશું દબાણ હું કોઈના ઉપર નથી લાવવા માંગતો. મારી પાસે અનેક શ્રેષ્ઠ વિચાર છે, પણ એમાંથી સૌથી શ્રેષ્ઠ વિચાર એ છે કે મારા વિચારનું કોઈના પર આક્રમણ ન થવું જોઈએ. એટલે વિચાર પસંદ પડ્યા વિના દબાણથી કોઈ માને તો તેનું મને દુઃખ જ થાય. પરંતુ વિચાર પસંદ પડવા છતાં ન માને, તો હું આશા રાખીશ કે, આજે નહીં તો આવતી કાલે તે પ્રમાણે કરશે. એટલે, એટલું તમે સમજી લેશો કે, જો તમે આપ્યું તો આપ્યું એમ કહીશ અને નહીં આપ્યું તો આપશો, તેમ કહીશ, પણ આપ્યું નથી તેમ નથી કહેવાનો. આ મારી

[ મિલ માલિકો સાથે ]
સરખેજ, તા. ૧૩–૧૨–૫૮.

**વેપારીઓ** તો સૌથી વધુ જાગૃત વર્ગ છે. હવામાનમાં જરા પણ ફરક થાય તો થર્મોમિટર પર તેની અસર તરત નોંધાય છે. તેમ સમાજમાં થતા દરેક ફેરફારોની અસર વેપારી વર્ગ પર તરત જ થાય છે. એટલે તમે તો સમાજના થર્મોમિટરો છો. તો તમારી પાસે મારે ભૂદાન-ગ્રામદાનની વાતો બહુ લંબાણથી કરવાની ન હોય.

વેપારીઓ જો નિષ્કામ સેવાભાવથી વેપાર કરે તો મોક્ષ માટે વેદવ્યાસ કરતા બ્રાહ્મણ જેટલી જ તેની યોગ્યતા આપણાં શાસ્ત્રોએ માની છે. બીજા કોઈ ધર્મશાસ્ત્રોએ વેપારીઓ માટે આવી ઊંચી કલ્પના કરી નથી. તેમાં તો જે ત્યાગી, ભક્ત કે જ્ઞાની હોય તેને માટે જ મોક્ષ કલ્પ્યો છે. આપણાં શાસ્ત્રો કહે છે કે મોક્ષ મેળવવા

માટે તેણે વેપાર એટલો જરૂરી નથી. તે માટે નિષ્કામ સેવારૂપ વેપાર પૂરતો છે.

વેપારીઓમાં ઘણા ભાઈઓ પ્રામાણિક તથા સેવાભાવી છે. પણ આપણી જેમ તેમ વર્તે છે તેને ન કહી શકાય. પણ તે માટે તેમને દોષ દઈ શકાય તેમ નથી. સમાજના બીજા વર્ગો સાથે તેમનું પણ પતન થયું છે. પણ વેપારીઓ એટલે સમાજના મહાજનો ગણાય. અમે વૈશ્યોને કહ્યું રાજસત્તા જેવું જ સમાજસત્તાનું એક બળ તેમના હાથમાં છે. તેથી તેમની પાસે તો વધારે અપેક્ષા રાખી શકાય પણ તે નથી પૂરી થતી તેથી સમાજમાં તેમની નિંદા થાય છે. પણ વેપારી વગર ચાલવાનું નથી સરકાર છૂટી થે તો ચાલે પણ વેપારી વગર ન ચાલે. એટલું વ્યાવહારિક મહત્ત્વ તેમનું છે તેથી તો તેમની પાસે વધુ આશા રખાય છે પણ તે પૂરી થતી નથી.

મને દેશભરમાંથી ૪૦ લાખ એકર જમીન ભૂદાનમાં મળી. એક એકરની કિંમત રૂ. ૧૦૦ ગણો તો મને રૂ. ૪૦ કરોડની જમીન મળી. જમીનની કિંમત ખડ જોતાં તો રૂ. આ. પા. માં આંકી જ ન શકાય પણ વેપારીઓ સામે જોઉં છું તેથી તેમની ભાષામાં બોલું છું. તેમાંની ૮ લાખ એકર એટલે કે રૂ. ૮ કરોડની જમીન તો વહેંચાઈ પણ ગઈ છે બાકીની પણ વહેંચાશે જ એ આ કંઈ ઓછી વાત નથી.

આની સરખામણીમાં મને સંપત્તિદાનની માગનો જવાબ બરોબર મળ્યો નથી મેં તે ક્ષેત્રમાં વધુ પ્રયત્ન પણ નથી કર્યો, કારણ વેપારીઓ તો સમજુ છે હું માનું છું કે હવામાં પ્રેમ અને કરુણાનો ભાવ ફેલાશે એટલે તેઓ જાતે જ આવીને મને કહેશે કે તમારી વાત સાચી છે તેથી મેં વધુ દબાણ કર્યું નથી

વેપારીઓ મને નહીં આપે તો સરકાર પણ કર મારફત તેમની પાસેથી સંપત્તિ લેવાની જ છે કારણ લોકોની સરકાર છે તેથી લોકો

માટે લઈ જ લેશે. માટે વેપારીઓ જાતે જ આગળ આવશે તો તેમની પ્રતિષ્ઠા વધશે અને સરકાર પણ તેમને માન આપશે. વેપારીઓએ તો જાતે જ આવી કહેવું જોઈએ કે કહો ત્યાં ધન વાપરીએ. તમારું મન, વ્યવહાર-કુશળતા તથા કરુણાબુદ્ધિ ત્રણે ચીજો માટે જોઈએ છે. એ મળશે તો ગુજરાતમાં ઘણું કામ થશે.

શાંતિસેના માટે વેપારીઓ પૈસો તેમ જ યોજનાશક્તિ બન્ને આપે. તમારામાંથી થોડા શાંતિસેનામાં પણ જોડાય તેમ હું ઇચ્છું છું. તો જ સેનાનું કામ પણ સંગીન થશે ને તમારા પૈસાનો ઉપયોગ પણ ઉત્તમ થશે.

આજે વેપારીઓ પર રાજકીય પક્ષોનું દબાણ બહુ કામ કરે છે. વેપારીઓ શરમના માર્યા કે બીકથી દબાઇ તેમના ફાળામાં પૈસા આપે છે હું તેમને તેમાંથી છોડાવવા માંગુ છું. તમે રાજકીય પક્ષોને કહી દો કે અમે નિષ્પક્ષ રહેશું અને પૈસો પક્ષમુક્ત કાર્યમાં જ આપીશું. તે પણ અલગ રહીને નહીં પણ જાતે તેમાં જોડાઇને. આમ કરીને વેપારીઓ નિષ્પક્ષ સેવાનું આંદોલન પોતાના હાથમાં લે.

# મહિલા શક્તિ

સ્ત્રી અને પુરુષમા કોઈ મૂળભૂત ફરક નથી જે કંઇ ભેદ છે તે બહારનો છે, શરીરનો ભેદ છે અંદરની ચીજ એક જ છે પરતુ આપણા સમાજમાં આ કલ્પના કરવામા આવી છે કે સ્ત્રીઓ એટલે સસાર આથી વધુ ખોટી કલ્પના બીજી કોઇ હોઈ શકે નહીં.

સ્ત્રીઓ બાળકોનુ સંગોપન કરે છે એટલા માટે ઘરમાં અને વ્યવહારમાં વધારે સમય આપવો પડે છે એ ઠીક છે પરંતુ, સ્ત્રી અને પુરુષ બને આસક્ત સસારી પણ થઇ શકે છે અને ભક્તિમાન, સેવા-પરાયણ પણ થઇ શકે છે પરમાર્થમાં સ્ત્રી પુરુષના અધિકારમા કોઇ ફરક નથી પરતુ સ્ત્રીઓના હાથમા જે સત્તા છે તે બીજા કોઇના હાથમા નથી, અને તે આ છે કે તેઓ સમાજનું શીલ ઘડી શકે છે.

રાજ્યસત્તા હાથમા લઇને રાજ્ય ચલાવવુ, વિવિધ પ્રકારની વિદ્યાનો પ્રચાર કરવો, ઉદ્યોગ ધધા ચલાવવા— આ બધા કામ પોતાનું મહત્ત્વ ધરાવે છે પરતુ સૌથી વિશેષ મહત્ત્વ અગર કોઇ ચીજનું છે તો તે શીલનું ઘડતર કરવાનું છે રાજ્ય કારોબાર, વ્યાપાર-વ્યવહાર અને વિદ્યા એ બધામા પ્રવીણ થવાય તો તે સારૂં જ છે, પરંતુ શીલ (ચારિત્ર્ય) ઉત્તમ ન હુ

તો જ આ બધી બીજી-ત્રીજી ચીજો મનુષ્યને લાભકર્તા નીવડે છે.

શીલ બરાબર ન રહ્યું હોય તો રાજ્યસત્તા સારી હોવા છતાં, વ્યાપાર-વ્યવહાર સગીન હોવા છતાં પણ ને વિદ્વાન બન્યા છતા પણ દેશ જોખમમાં છે; આપણે તેને બચાવી શકીશુ નહીં.

કેવળ વિદ્યા, કેવળ વ્યાપાર-વ્યવહાર, કેવળ રાજ્યસત્તા કામમાં નહીં આવે એથી સમાજ ઉન્નત ને શક્તિશાળી થતો નથી, ટકી પણ શકતો નથી

આ શીલ (સંપૂર્ણ ચારિત્ર્ય) બનાવવાની શક્તિ સ્ત્રીઓના હાથમા છે એને લાયક જો સ્ત્રીઓ રહેશે તો એથી તેઓ જેટલુ ઉત્તમ કામ કરી શકશે તેટલુ બીજુ કોઇ નહીં કરી શકે એટલા માટે સ્ત્રી શિક્ષણમા સૌથી વધુ મહત્ત્વની મુખ્ય વાત આ જ હોવી જોઇએ કે સ્ત્રીઓને ભક્તિમાર્ગની લગની લાગી રહી હોય

ભક્તિમાર્ગ જેટલો ફેલાશે તેટલું શીલ દૃઢ બનશે અને નિષ્ઠા વધશે આ ચીજ આપણા દેશમા, આપણા ઘરોમા ચાલતી હતી ભક્તિમાર્ગ માટે ઘરેઘરમાં પ્રીતિ હતી અને ઘણા લોકોનો અનુભવ છે-મારા જેવાનો પણ છે-કે એમને પોતાના ઘરમા પોતાની માતા પાસેથી જે ભક્તિભાવ મળ્યો છે એ જ તેમની સૌથી મોટી શાક્ત છે.

મેં ઘણીયે વિદ્યાઓનું અધ્યયન કર્યું છે; અનેક ભાષાઓનું જ્ઞાન મેળવ્યું છે. આટલું બધું કર્યું છે તો પણ એનાથી એટલી શકિત નથી મળતી કે નથી મળી, કે જેટલી મારી માતાનાં સ્મરણથી મને મળે છે. જે રીતે તે પૂજા કરતી હતી, ભકિતભાવથી ભજન ગાતી હતી અને કઇ રીતે ભકિતભાવથી એની આંખોમાંથી આંસુ વહી જતાં હતાં; ભગવાનના સ્મરણમાં તે પોતાની જાતને ભૂલી જતી હતી અને કેવી રીતે કોઈ પડોસીની સેવા કરવાની તક મળે તો તેને આનંદ થતો અને કેવી રીતે તે ત્યાં દોડી જતી હતી—આ બધાંના સ્મરણથી મને જે શકિત-તાકાત મળે છે તે અનેક વિદ્યા ઇત્યાદિથી નથી મળી. આ મારા અનુભવની વાત છે અને બીજાઓનો પણ તેવો જ અનુભવ છે.

આજે જે શિક્ષણ આપવામાં આવી રહ્યું છે, તેમાં ભક્તિમાર્ગનું અધિષ્ઠાન નથી. એટલા માટે શીલ બનાવવા-ઘડવા માટેની શકિત મળતી નથી; અને શાળાઓમાં આ ચીજ રહી નથી તેમ ઘરમાં પણ ઓછી થઈ ગઈ છે। દેશને માટે આમાં ભારે મોટું જોખમ રહેલું છે.

શિક્ષણ વધ્યું તો છે, કન્યાઓ શિક્ષણ પણ મેળવે છે, પરંતુ શીલ બનાવવાની શકિત તેમનામાં આવતી નથી.

પહેલાં સ્ત્રીઓ ભણેલી નહોતી તો પણ તેઓ બાળકોનું શીલ-ચારિત્ર્ય ઘડતી હતી. પરંતુ આજે આ પરંપરા તૂટી ગઈ છે. પુરાણી બધી ચીજો સારી જ હોય છે એવું નથી;

કેટલીક ખોટી-ખરાબ પણ હોય છે. પરંતુ ખોટી અથવા ખરાબ વાતો આપણે ન લેવી જોઈએ અને સારી વાતો પકડી રાખવી જોઈએ.

હું જોઈ રહ્યો છું કે આપણાં ઘરોમાં ભકિતમાર્ગની પરંપરા તૂટી રહી છે, અને શાળાઓમાં તે જોવા મળતી નથી. એટલા માટે આજે આપણી બહેનો-દીકરીઓ તેનાથી વંચિત રહી જાય છે. સ્ત્રીઓની મુખ્ય શકિત જ તેમને મળતી નથી.

તેઓ કેટલાક ઉદ્યોગો જાણી-શીખી લે છે, ભકિતમાર્ગ અને શીલને બદલે વિદ્યા, કળા, ઉદ્યોગ, સીવણ, કંતાઈ, વણાટકામ, સંગીત, ચિત્રકામ વગેરે તરેહ તરેહનાં કામ શીખે છે. પરંતુ બધું મળીને (છેવટમા તો) ભકિત અને શીલની બાબતમાં તે સાવ બેકાર (અજ્ઞાન) રહે-બને છે. દેશને માટે આ વિચારવાનો વિષય બની ગયો છે.

આ બધું વર્ણવીને હું શું કહેવા માગુ છુ? આ જ કે, સ્ત્રીઓ એ જાણે કે પોતાની શકિત કઈ છે.

બાળપણમા બાળકો તેમના હાથમા રહે છે, તેમને તે જે સ્તનપાન કરાવે છે, તેની સાથે જો પરમેશ્વર-નિષ્ઠાનુ દૂધ પણ પીવડાવે, તો તેઓ એક ભારે મોટું ને મહત્ત્વનુ કામ કરશે દેશને ખૂબ મોટો લાભ થશે.

ક થાઓ-છોકરીઓ ટાઇપિસ્ટ થાય કે અંગ્રેજીમા એસ-ફેસ (ગીટ-પીટ) કરતા જાણે, અથવા તો નાના-મોટા વ્યવસાયો અને

બીજા કામો કરતા જાણે, પરંતુ તેથી કાંઈ વળતુ નથી

એક શિયાળનુ બચ્ચુ હતુ, જુવાન હતું અને એક બુઢી સિંહણ હતી આ શિયાળ તેની સામે પોતાની બડાઈ હાંકવા લાગ્યુ 'મે અનેક વિદ્યા મેળવી છે, કોલેજનુ શિક્ષણ લીધુ છે, અગ્રેજી પણ કઈક જાણુ છુ' વગેરે પેલી ઘરડી સિંહણમા ઊઠવાની પણ તાકાત નહોતી, એની સામે શિયાળનુ બચ્ચુ જઈને આવી બધી વાતો કહેવા લાગ્યુ એ સાભળી સિંહણે જવાબ આપ્યો કે 'બેટા, તુ બહાદુર છો, વિદ્વાન છો, એમાં શકા નથી દીકરા, તને ધન્ય છે પરતુ એક વાતની કમી છે જે કુળમા તુ પેદા થયો છો તેમા હાથીનો શિકાર થતો નથી! આ તારો દોષ નથી તારા કુળમા જ આ વાત નથી'

આ પ્રમાણે ટાઇપીંગ, આ કળાના કામ, અગ્રેજી ભાષા એ બધાથી "હાથીનો શિકાર" થવાનો નથી એ માટે તો (શીલ-નિર્માણ માટે તો) બીજી જ ચીજો જોઈએ માયા-મોહ, વિષયાસક્તિ, એ બધુ નષ્ટ કરવુ પડશે

આ બધા પુરુષો જાતજાતની વિદ્યા શીખીને ભેદભાવ વધારી રહ્યા છે; હિંસા પણ વધારી રહ્યા છે એ બધામાથી સમાજને બચાવી-ઉગારી લેવાની શક્તિ આ વિદ્યા ને કળામા નથી હોતી એ બધી શક્તિ તો શીલમા છે, જેનુ શિક્ષણ ભક્તિમાર્ગમાથી મળે છે.

એટલા માટે આપને મારી આ પ્રાર્થના છે કે આપ આ તરફ જરા ધ્યાન આપો. અહીં કર્ણાટકમા તો હાલ

મહાદેવી થઇ ગઇ મહારાષ્ટ્રમા મણુબાઈ, જનાબાઇ, ત્યા રાજસ્થાનમા મીરાબાઇ અને તામિલનાડમા આડલ જેવી સ્ત્રીઓ થઈ ગઈ તેમના જેવી સ્ત્રીઓ નીકળવી જોઇએ

આ શકિત આવી જાય અને સ્ત્રીઓ પોતાની મુખ્ય શકિત ઓળખી લ્યે તો સારૂ થશે અન્યથા આજના આ શિક્ષણથી ખાસ લાભ નહીં થાય તમે જો તમારા બાળકોને આ પ્રકારની સારી કેળવણી આપી શકશો તો તેઓ સમાજના કામમા ઉપયોગી થશે

આજકાલ સમતા અને બરાબરીની વાતો ચાલે છે સ્ત્રીઓને સમાન હક મળવા જોઈએ, એમને નિશુલ્ક (ફી વગરની) કેળવણી મળવી જોઈએ, આ પ્રમાણે કહેવામા આવી રહ્યુ છે આમ સ્ત્રીઓ તાલીમ મેળવે છે પરતુ પોતાની શકિત (શીલરક્ષાની ને શીલ-ચારિત્ર્યના નિર્માણની શકિત) ગુમાવી બેસે છે એટલા માટે પુરુષો સાથેની તેમની સમાનતાની અને આઝાદીની કશી કીંમત રહેતી નથી

મે જોયુ છે કે અશિક્ષિત સ્ત્રીઓ કે જેઓ ખેતખેતરોમા જઈ કામ કરે છે તેઓ એટલી ગુલામ નથી હોતી કે જેટલી ભણેલી સ્ત્રીઓ ગુલામ હોય છે! એનુ કારણ એ છે કે ભણેલી સ્ત્રીઓ આરામ પ્રિય હોય છે! એટલે પતિદેવના હાથમા રહ્યા સિવાય એમનો બીજો કોઈ આરો નથી-બીજી ગતિ નથી.

છે, તો સ્ત્રીએ પણ બીડી પીવી જોઈએ–એ શુ આઝાદી છે?

ભારતમા સ્ત્રીઓની પ્રતિષ્ઠા છે લોકમાન્ય ટિળકે કહ્યુ છે કે હિંદુસ્તાનમા ધર્મનુ રક્ષણ સ્ત્રીઓએ કર્યુ છે; શીલનુ રક્ષણ તેમણે કર્યુ છે એટલા માટે હું કહુ છુ કે "વોટીંગ"નો અધિકાર (મતાધિકાર) મળ્યો હોય કે કેટકેટલીયે વિદ્યા મેળવી હોય તો પણ તેનાથી કામ ચાલશે નહીં.

(તા. ૨૮–૧–૫૮)

૨

**પ્રશ્ન :** આપ કહો છો કે સ્ત્રીઓનો ઉદ્ધાર સ્ત્રીઓ દ્વારા જ થવાનો છે, તો તે કઇ રીતે?

**ઉત્તર :** સ્ત્રીઓમા કોઇ શંકરાચાર્ય જેવી પ્રખર, જ્ઞાન–વૈરાગ્ય–સંપન્ન, ભકિતવાન અને નિષ્ઠાવાન સ્ત્રી પાકે તો જ ઉદ્ધાર થશે. અત્યારે ભારતના ઇતિહાસમા આપણે જોઇએ છીએ કે ધર્મ ઉપર પુરુષોનો પ્રભાવ છે. પણ એ રીતે સ્ત્રીઓનો ધર્મ પર પ્રભાવ પડે તે જરૂરી છે બાકી સ્ત્રીના ઉદ્ધારક તરીકે કૃષ્ણ ભગવાન થઇ ગયા મહાવીર સ્વામીએ પણ તે માટે કામ કર્યુ ગાધીજી પણ થઇ ગયા. કર્વેએ એમાં આખો જન્મારો કાઢયો. તે ઉપરાત સ્વામી દયાનંદ તેમ જ બીજા સુધારકો પણ આ કામ કરી ગયા. પણ આ પુરુષો સ્ત્રીઓ માટે જે નથી કરી શકયા, એ કામ સ્ત્રીઓ પોતે જાગે તો થાય

પ્રશ્ન : તે કેવી રીતે ?

ઉત્તર : અનુભવને આધારે એવો એક સિદ્ધાંત ઠર્યો છે કે પ્રાણી માત્ર જ્યારે પોતાના ઉદ્ધાર માટે પ્રયત્ન કરે છે ત્યારે એની તીવ્રતા જોઇને પરમેશ્વર એમને મદદ કરે છે. એમાં તીવ્રતા આવે તો એ ભક્તિનું રૂપ ધારણ કરે છે. ઈશ્વર આમ તો સૌનો ઉદ્ધારક છે. પરંતુ જે જીવની ઉદ્ધાર માટે તીવ્ર ઇચ્છાશક્તિ હોય તેને એ મદદ કરે છે. એક જમાનામાં સ્ત્રી માટે સંપૂર્ણ સ્વાતંત્ર્ય હતું. બ્રહ્મવાદી પુરુષો થઇ ગયા તેમ બ્રહ્મવાદી સ્ત્રીઓ પણ થઈ ગઈ. અને એમનાં રચેલાં સૂક્તો વેદમાં છે. આ સૂક્તો રચનાર એક ઋષીપુત્રી પરમેશ્વર સાથે એટલી બધી એકરૂપ થઇ ગઇ હતી કે એનું (પ્રભુનું) ગૌરવ, એનો મહિમા અને એની કૃતિ પોતાનાં જ છે એમ તે બોલી ઊઠી હતી.

આવી સ્ત્રી એક જમાનામાં થઇ ગઇ પરંતુ આજે તો સ્ત્રી કોઇ પરમ પુરુષની માતા, કોઇની પત્ની, કોઇની ભગિની કે કોઇની કન્યા તરીકે જ ઓળખાય છે. સ્ત્રીનો સ્વતંત્ર રીતે મહિમા ગવાતા નથી. સ્ત્રીને બીજી ત્રીજી સગવડો આપવામાં આવે છે. કાયદાથી પુત્રની બરાબરીનો વારસા હક આપવામાં આવે છે. કેળવણીની સગવડ પણ દેવામાં આવે છે. પુરુષની બરાબરીમાં તે સીગારેટ પણ પી શકે છે. પરંતુ આવા અધિકારોથી એનો ઉદ્ધાર નથી થવાનો. **એનો ઉદ્ધાર ત્યારે થઈ શકે કે જ્યારે એને આધ્યાત્મિક અધિકારો મળે.** બાઇબલમાં એક વાક્ય છે કે "સ્ત્રીઓને માથે પતિ અને

પુરુષને માથે પરમેશ્વર છે." એટલે સ્ત્રીઓનો ઈશ્વર સાથે સીધો સંબંધ નથી, માત્ર પરંપરાનો સંબંધ છે હિંદુ ધર્મમાં પણ ધર્મકાર્યના સંકલ્પો પુરુષ કરે અને સ્ત્રી એના હાથને હાથ અડાડે એંજિન સાથે ડબ્બો લગાડી દીધો! પછી એ ડબ્બાને જ્યાં લઇ જવો હોય ત્યાં લઇ જશે, પછી ભલેને એ ડબ્બામાં ગમે તેવા સજાવેલા ને ફળફળાદિથી ભરેલા હોય, ઘરેણાંથી સજાવેલા હોય તો યે ડબ્બા તે ડબ્બા અને એંજિન તે એંજિન જ! એંજિન સાથે જોડાય તેના ઉપરથી તેની ગતિનો આધાર નક્કી થાય. એને કોઇ સ્વતંત્ર ગતિ નથી.

સ્ત્રીને મતદાનનો અધિકાર અપાયો છે તેમાં પણ સ્ત્રી પતિને પૂછી લે છે કે મારે કોને મત આપવો. પરંતુ બીજાના આપવાથી અધિકારો મળતા નથી. **અપાયેલા અધિકારો તે અધિકારો નથી. જાતે મેળવેલા અધિકારો ગણાય.** શાસ્ત્રમાં પરિવર્તન કરનાર શંકરાચાર્ય, બાદરાયણ વગેરે પુરુષો જ દેખાય છે પરંતુ **એવું પરિવર્તન કરનાર આધ્યાત્મિકતાથી સંપન્ન સ્ત્રી પાકશે અને માનવતાનું કાર્ય રચશે, ત્યારે સ્ત્રી અને માનવતાનો ઉદ્ધાર થશે.**

**પ્રશ્ન :** સર્વોદય સમાજરચનામાં સ્ત્રીઓ શું મદદ કરશે?

**ઉત્તર :** સર્વોદય સમાજરચનામાં બહેનોની મદદ બહુ જ જરૂરી છે. સર્વનાશની રચના પુરુષોએ કરી નાખી છે પચીસ વર્ષમાં બે મહાયુદ્ધો થઇ ચૂક્યાં અને ત્રીજું હમણાં થશે એમ થાય છે. આ પરિસ્થિતિમાં [સ્ત્રીઓ] માતાનો રક્ષણ

તથા નિયંત્રણનો જે અધિકાર છે તે ચલાવે તો સર્વોદય થાય. એવા સર્વોદયમાં સ્ત્રીનું સ્થાન પુરુષના સ્થાન કરતાં વધારે જ હોવું જોઇએ.

પુરુષોએ આજ સુધી ભય પર બધી રચના કરી છે. ભક્તિમાર્ગમાં આવે છે કે પ્રાર્થના બીજાને માટે નહીં, પોતાની ચિત્ત-શુદ્ધિ માટે કરવી જોઈએ. પરંતુ હું એ મર્યાદા પાળતો નથી અને પ્રાર્થના કરું છું કે, "હે પ્રભુ ! આઇક અને ક્રુશ્ચેવને સદ્બુદ્ધિ આપજે. મને નહીં આપે તો દુનિયાનું કશું ખોટું થવાનું નથી પણ એમનામાં તો આખી દુનિયાને આગ લગાડવાની શક્તિ છે એટલે એમને સદ્બુદ્ધિ આપજે." આજે નવી નવી સત્તાઓની રચનાથી દિવસે દિવસે કોકડું ગૂંચવાતું જાય છે અને ઉકેલ આવતો નથી. આવી સ્થિતિમાં આ જ સર્વોદય લાવી શકે, કારણ કે એની માતૃશક્તિ રક્ષકદેવતા છે. પુરુષો જ્યારે હિંસાશક્તિનું આવાહન કરે છે ત્યારે એને સ્ત્રીનું રૂપ આપે છે.

"ઉત્તરમાં અંબા મા, પૂર્વમાં કાળી મા"--પછી ભલેને વચમાં સાબરમતીના આશ્રમ ચાલતા હોય ! કાલી અને દુર્ગા સંહારિણી શક્તિની કલ્પના છે. માટે હવે સ્ત્રીઓએ વચમાં પડવાનો સમય પાકી ગયો છે તે નિશ્ચિત છે. પરંતુ જો સ્ત્રી સમતાની વાતમાં ફસાશે અને પુરુષની બરાબરીમાં પોતાને મૂકશે તો તે ભયંકર અને અપમાનજનક થશે.

મનુએ જે વાત કરી હતી તે યાદ રાખવી જોઈએ:

**એક હજાર પિતા કરતાં એક માતાનું ગૌરવ વધારે છે.** માતૃત્વનું ગૌરવ બ્રહ્મચર્યના હાથમાં છે. તે શક્તિ કેળવે તો માતૃત્વની રક્ષા થાય. અત્યારે તો પુરુષ સ્ત્રીને અત્યાચારનું સાધન બનાવી દે છે. **માતૃત્વનું નવું રૂપાંતર વ્યભિચારમાં થયું છે.** હિંસા અને વ્યભિચારનો સામનો કરવા બહેનો આગળ આવે તો જ સર્વોદય થવાનો છે.

**પ્રશ્ન :** સ્ત્રીઓએ રાજકારણમાં ભાગ લેવો જોઈએ કે નહી ?

**ઉત્તર :** સ્ત્રીઓએ રાજકારણમાં ઉદાસીન રહેવું જોઈએ નહીં. **એમણે તો રાજકારણ તોડવાનું રાજકારણ હાથમાં લેવું જોઈએ.** લોકનીતિની સ્થાપના માટે એમણે આગળ આવવું જોઈએ પુરુષો ભલે પક્ષીય રાજકારણમાં રહે, પણ સ્ત્રીઓ કહી દે કે **'અમે તો પક્ષમુક્ત રહેવાનાં'.** બધી સ્ત્રીઓ મને સાથ આપે તો મારું કામ પાર પડી જાય. મત આપવાનો અધિકાર છે તો સારા માણસને ચુપચૂપ મત આપી આવે એ તો ગુપ્ત ગાયત્રી મંત્ર છે. બાર જણા આ બાજુ અને સત્તર પેલી બાજુ–તેવી રચના માતૃશક્તિની વિરુદ્ધ છે. માતાએ બધાનું હિત જોવું જોઇએ. હું સ્ત્રીઓને સલાહ આપીશ કે રાજકારણનો સૂક્ષ્મ અભ્યાસ કરવો જોઇએ. પુરુષની ચોટલી સ્ત્રીના હાથમાં હોવી જોઇએ. પણ પંચાત એ એ છે કે પુરુષો હવે ચોટલી રાખતા નથી અને સ્ત્રીઓના લાંબા વાળ હોય છે એટલે સ્ત્રીના વાળ પુરુષોના હાથમાં આવ્યા છે.

પણ અંકુશ તો સ્ત્રીનો જ પુરુષ પર હોવો જોઇએ. સ્ત્રીઓએ કહેવું જોઇએ કે ખબરદાર, વેર-દ્વેષભાવ વગેરે સેવ્યાં તો!

સ્ત્રી માટે જ્ઞાનાભ્યાસ પણ બહુ જરૂરી છે. સ્ત્રી તો જ્ઞાનમાં સરસ્વતી જેવી અગ્રેસર થવી જોઈએ. પુરુષને કામ પૂરતું થોડું જ્ઞાન મળે તો તે પરિપૂર્ણ કહેવાય. પરંતુ સ્ત્રીએ તો સંસ્કૃતિની રક્ષા કરવાની છે. એટલે વિકૃતિ જન્મવા જ ન પામે અને પુરુષ પ્રકૃતિથી ઉપર ઊઠે, એમ કરવું જોઇએ. ભૂખ વગર ખાવું, વધારે ખાવું, દારૂ વગેરે વ્યસનો સેવવાં, તેનું નામ વિકૃતિ. ભૂખ લાગે ત્યારે પ્રમાણસર ખાવું તે પ્રકૃતિ; અને બીજા માટે ભૂખ્યા રહેવું, એકાદશી કરવી તે સંસ્કૃતિ. એ જ્ઞાન સાથે ભક્તિ જોડાઇ જશે ત્યારે સમાજને માર્ગદર્શન મળશે અને વિકાસ થઈ શકશે.

પ્રશ્ન : સ્ત્રીઓએ નોકરી વગેરે કામોમાં પડવું જોઈએ કે નહીં ?

ઉત્તર : આ તો બહુ દુઃખદ કહાણી છે. જેમ પેલાં યંત્રો ગ્રામોદ્યોગને, પરદેશીઓએ હિંદના વ્યવસાયને, શહેરોએ ગામડાંના ઉદ્યોગોને તોડી નાખ્યા, તેમ પુરુષોએ સ્ત્રીઓના ઉદ્યોગ તોડી નાખવા વ્યવસ્થિત પ્રયત્ન કર્યા છે. વેદમાં સ્ત્રીઓ માટે વણાટનું કામ વર્ણવાયું છે. એમાં પુત્ર માટે માતા વસ્ત્ર વણે છે, એવું કહેવાયું છે. પણ પુરુષોએ સ્ત્રીના હાથમાંથી વણાટનું કામ લઇ લીધું છે. જો કેટલાંક કામ સ્ત્રીઓ માટે અનામત રાખવામાં આવે તો સ્ત્રી સ્વાવલંબી થાય. પણ આ તો પુરુષાવલંબી કરવા જેવું થાય છે. પુરુષ એના હાથપગમાં સુવર્ણની બેડીઓ નાખે

છે અને નાક-કાનમાં કાણાં કોરીને એની બેન્ક બનાવે છે. કવિઓ પણ સ્ત્રીઓનાં કેવાં ચિત્રો દોરે છે! સ્ત્રીઓને ભીરુ કહે છે અને તે સ્થિતિ એમનું ગૌરવ ગણાય છે સંસ્કૃતમાં સ્ત્રીને મહિલા કહી છે. મહિલા એટલે મહાન સામર્થ્યવાન શક્તિરૂપિણી પુરુષ કેવો હોય છે? "દેવભક્તિ પરાઙ્ગમુખ" આમ સ્ત્રીઓ પુરુષ કરતાં વધારે સૂક્ષ્મ બુદ્ધિશાળી છે. ભૂખ્યાને ભોજન, તરસ્યાને પાણી અને જખ્મીને સેવા આપે છે; માટે સ્ત્રી નિસંશય શ્રેષ્ઠ છે.

પુરુષોએ સ્ત્રીઓના ધંધા ઝુંટવી લીધા છે. પછી એ એને સગવડ કરી આપે એટલે સ્ત્રીઓ એની કઠપુતળી થઇ જાય છે. એમાયે શિક્ષિત સ્ત્રી વધુ પરાધીન હોય છે કારણ કે એનામાં આરામની તલપ છે. ગામડાંમાં આડે રસ્તે જતા પુરુષને તમાચો મારીને ઠેકાણે લાવતી સ્ત્રીઓ, સાધ્વી સ્ત્રીઓ જોઇ છે. આજે શિક્ષિત સ્ત્રીઓ પાસે પતિને વશ કરવાનું એકમાત્ર સાધન રસોઇ પણ નથી કાચી આંખો ધુમાડો પણ સહી ન શકે એટલે એને રસોઇયો જોઇએ. છોકરાઓને પણ એ પોતાના હાથની રસોઇ ન ખવડાવે તો એય કેમ એના હાથમા રહે? સ્ત્રી પોતાના શિયળ અને શાંતિની રક્ષા કરી શકે તેવા ધંધા એમને માટે સુરક્ષિત રાખવા જોઇએ.

પ્રાથમિક શિક્ષણ સ્ત્રીના હાથમાં હોવું જોઇએ છોકરા-છોકરીઓનું સહશિક્ષણ માતાઓના હાથમા હોવું જોઇએ. ત્યાં પુરુષની જરા પણ જરૂર નથી પાયાની કેળવણી સ્ત્રીના હાથમા હશે તો બચપણથી સારા સંસ્કાર પડશે અને સમાજનો ઉદ્ધાર થશે.

પણ અંકુશ તો સ્ત્રીનો જ પુરુષ પર હોવો જોઇએ સ્ત્રીઓએ કહેવુ જોઇએ કે ખબરદાર વેર-દ્વેષભાવ વગેરે સેવ્યા તો !

સ્ત્રી માટે જ્ઞાનાભ્યાસ પણ બહુ જરૂરી છે સ્ત્રી તો જ્ઞાનમા સરસ્વતી જેવી અગ્રેસર થવી જોઈએ પુરુષને કામ પૂરતુ થોડુ જ્ઞાન મળે તો તે પરિપૂર્ણ કહેવાય પરતુ સ્ત્રીએ તો સસ્કૃતિની રક્ષા કરવાની છે એટલે વિકૃતિ જન્મવા જ ન પામે અને પુરુષ પ્રકૃતિથી ઉપર ઊઠે, એમ કરવુ જોઇએ ભૂખ વગર ખાવુ, વધારે ખાવુ, દારૂ વગેરે વ્યસનો સેવવા, તેનું નામ વિકૃતિ ભૂખ લાગે ત્યારે પ્રમાણસર ખાવુ તે પ્રકૃતિ, અને બીજા માટે ભૂખ્યા રહેવુ, એકાદશી કરવી તે સસ્કૃતિ એ જ્ઞાન સાથે ભક્તિ જોડાઇ જશે ત્યારે સમાજને માર્ગદર્શન મળશે અને વિકાસ થઈ શકશે.

પ્રશ્ન : સ્ત્રીઓએ નોકરી વગેરે કામોમા પડવુ જોઈએ કે નહી ?

ઉત્તર : આ તો બહુ દુ ખદ કહાણી છે જેમ પેલા યત્રોએ ગ્રામોદ્યોગને, પરદેશીઓએ હિંદના વ્યવસાયને, શહેરોએ ગામડાના ઉદ્યોગોને તોડી નાખ્યા, તેમ પુરુષોએ સ્ત્રીઓના ઉદ્યોગ તોડી નાખવા વ્યવસ્થિત પ્રયત્ન કર્યા છે વેદના સ્ત્રીઓ માટે વણાટનુ કામ વર્ણવાયુ છે એમા પુત્ર માટે માતા વસ્ત્ર વણે છે, એવુ કહેવાયુ છે પણ પુરૂષોએ સ્ત્રીના હાથમાથી વણાટનું કામ લઇ લીધું છે જો કેટલાક કામ સ્ત્રીઓ માટે અનામત રાખવામા આવે તો સ્ત્રી સ્વાવલબી થાય. પણ આ તો પુરૂષાવલબી કરવા જેવુ થાય છે. પુરૂષ એના હાથપગમા સુવર્ણની બેડીઓ નાખે

છે અને નાક-કાનમાં કાણાં કોરીને એની બેન્ક બનાવે છે. કવિઓ પણ સ્ત્રીઓનાં કેવાં ચિત્રો દોરે છે! સ્ત્રીઓને ભીરુ કહે છે અને તે સ્થિતિ એમનું ગૌરવ ગણાય છે સંસ્કૃતમાં સ્ત્રીને મહિલા કહી છે. મહિલા એટલે મહાન સામર્થ્યવાન શક્તિરૂપિણી પુરુષ કેવો હોય છે? "દેવભક્તિ પરાઙમુખ" આમ સ્ત્રીઓ પુરુષ કરતાં વધારે સૂક્ષ્મ બુદ્ધિશાળી છે. ભૂખ્યાને ભોજન, તરસ્યાને પાણી અને જખ્મીને સેવા આપે છે; માટે સ્ત્રી નિસંશય શ્રેષ્ઠ છે.

પુરુષોએ સ્ત્રીઓના ધંધા ઝુટવી લીધા છે. પછી એ એને સગવડ કરી આપે એટલે સ્ત્રીઓ એની કઠપુતળી થઇ જાય છે. એમાયે શિક્ષિત સ્ત્રી વધુ પરાધીન હોય છે કારણ કે એનામાં આરામની તલપ છે. ગામડામાં આડે રસ્તે જતા પુરુષને તમાચો મારીને ઠેકાણે લાવતી સ્ત્રીઓ, સાચી સ્ત્રીઓ જોઇએ છે. આજે શિક્ષિત સ્ત્રીઓ પાસે પતિને વશ કરવાનું એકમાત્ર સાધન રસોઇ પણ નથી કાચી આંખો ધુમાડો પણ સહી ન શકે એટલે એને રસોઇયો જોઇએ છોકરાઓને પણ એ પોતાના હાથની રસોઇ ન ખવડાવે તો એય કેમ એના હાથમાં રહે? સ્ત્રી પોતાના શિયળ અને શાન્તિની રક્ષા કરી શકે તેવા ધંધા એમને માટે સુરક્ષિત રાખવા જોઇએ.

પ્રાથમિક શિક્ષણ સ્ત્રીના હાથમાં હોવું જોઇએ. છોકરા-છોકરીઓનું સહશિક્ષણ માતાઓના હાથમાં હોવું જોઇએ. ત્યાં પુરુષની જરા પણ જરૂર નથી પાયાની કેળવણી સ્ત્રીના હાથમા હશે તો બચપણથી સારા સંસ્કાર પડશે અને સમાજનો ઉદ્ધાર થશે.

૩

આપણે ત્યાંની સભ્યતામાં સ્ત્રીઓનુ સ્થાન પુરુષો કરતાં પણ ઊંચું રહ્યું છે. બુદ્ધિ, શક્તિ, ભક્તિ, શ્રુતિ, ધૃતિ, સ્મૃતિ, કીર્તિ, વગેરે બધા મહત્ત્વપૂર્ણ શબ્દો સ્ત્રીલિંગના છે. "કીર્તિઃ શ્રીર્વાક્ચ નારીણાં સ્મૃતિર્મેધા ધૃતિઃ ક્ષમા"—આ પ્રમાણે ભગવાને પણ ગીતામા ગાયું છે અને કહ્યું છે કે સ્ત્રીઓમાં હુ સ્ત્રી છું.

મનુ મહારાજે તો શાસ્ત્રમાં એક વિશેષ વાત પણ લખી કાઢી છે. તે એ કેઃ "દસ ઉપાધ્યાયો કરતાં એક આચાર્ય શ્રેષ્ઠ છે, સો આચાર્યો કરતાં એક પિતા શ્રેષ્ઠ છે અને હજાર પિતાઓ કરતાં એક માતા શ્રેષ્ઠ છે" આ ભારતીય સભ્યતાનો નિર્દેશ છે અહીંઆં સ્ત્રીઓની હમેશા પ્રતિષ્ઠા રહી છે.

× × ×

સ્ત્રીઓએ પોતાના જીવનમાં બે મુખ્ય કામ કરવાના હોય છેઃ એક તો સહધર્માચરણ, એટલે કે પુરુષોના કામમા યોગ-સાથ આપવો. રામની સાથે સીતાજીનુ વનમા જવું એ જ એમનું સહધર્માચરણ છે.

બીજુ કામ છે—પુરુષોના કામની પૂર્તિ કરવી દુનિયાભરમાં જણાયુ છે કે જે કામ પુરુષો માટે કઠિન હોય છે તે કામ સ્ત્રીઓ સારી રીતે કરી શકે છે.

વિશિષ્ટ (ખાસ પ્રકારનાં) કામ કરવા સારૂ પુરુષો માટે વિશેષ સાધનાની આવશ્યકતા રહે છે પરંતુ વાત્સલ્ય, કરુણા

વગેરે ગુણો હોવાને કારણે સ્ત્રીઓ એ કામ સહેલાઈથી કરી શકે છે એ કામ કરવા સારૂ થઈને પુરુષોએ પોતાનામા સ્વતંત્ર ગુણોનો વિકાસ કરવો રહે છે ખાસ પરાક્રમ કરીને પુરુષોએ જે ગુણ સાધવા પડે છે તે સ્ત્રીઓમાં પ્રકૃતિગત હોય છે. એટલા માટે સ્ત્રીશક્તિ ઘણું કામ કરી શકે છે

આ બે કામ ઉપરાંત હવે એક ત્રીજા કામની જવાબદારી પણ સ્ત્રીઓ ઉપર આવી છે તે એ કે પુરુષોએ બગાડેલા કામ તેઓ સુધારે

આજકાલ દુનિયાભરમા પુરુષોએ જે પાર્ટી-પોલિટિક્સ-શરૂ કરી દીધેલ છે તે કેટલું દોષપૂર્ણ છે? બધે જ ઠેકાણે છેદ જ છેદ ને ટુકડા જ ટુકડા થઈ રહ્યા છે હવે આ ટુકડાઓને જોડવાનુ-સાધવાનુ કામ સ્ત્રીઓએ કરવું જોઈએ "પહેલા કપડુ" ફાટે નહીં એ કામ અને ફાટી જાય તો તેને સીવવાનુ કામ સ્ત્રીઓએ કરવાનુ છે

હિંદુસ્તાનમા સ્ત્રીશક્તિ કેવી રીતે આગળ આવે એ વિષે મારુ ચિંતન ચાલતુ હતુ એ દરમ્યાન શાંતિ સેના અને સર્વોદયપાત્રનુ કામ આગળ આવ્યુ છે સ્ત્રીઓ માટે આ એક સારે મોટો કાર્યક્રમ બની ગયો છે સત્યને પકડી રાખવુ-વળગી રહેવુ એ સ્ત્રીઓનો ધર્મ છે આ ગુણને કારણે તેઓ સર્વોદય-પાત્રનું કામ ઉપાડી શકે છે શાંતિસેનાનું કામ પણ સ્ત્રીઓ માટે સહેલુ છે જ્યા બે પક્ષ લડત હોય ત્યા શાંતિની મૂર્તિ કોઈ માંહલા આવીને ઊભી રહી જાય તો બસ ઝઘડા

ખતમ થઇ ગયો જ સમજો! અધડાની પરિસ્થિતિમાં સૌરો તેને રોકવાની હિંમત કરે, એ મારી માંગ છે.

× × ×

લોકતંત્રમાં વિરાધ પક્ષ આવશ્યક માનવામાં આવે છે, એટલા માટે કે સત્તાધીશ પક્ષને અનિયંત્રિત થતાં તે રોકી શકે.... ...પરંતુ જ્યારે બંને પક્ષ સત્તાભિલાષી હોય, સત્તાની આસપાસ જ બેઉનું નૃત્ય ચાલી રહ્યું હોય, તો તેઓ એકબીજાને સુધારવાને બદલે એકબીજાના ગુણોને જ ચૂસી લે છે. એટલા માટે પ્રજાતંત્રની પૂર્ણ શુદ્ધિ સત્તાભિલાષી વિરોધ પક્ષથી થઇ શકતી નથી. એ સારૂ તો ત્રીજા જ પક્ષની જરૂરત રહેવાની કે જે તટસ્થ રહીને, રચનાત્મક દૃષ્ટિથી ટીકા કરવાની સાથોસાથ નિષ્પક્ષ ભાવથી સેવા કરતો રહે.

બાપુ આવો જ પક્ષમુક્ત સમાજ બનાવવા ઇચ્છતા હતા. એમની એ પ્રબળ ઇચ્છા હતી કે કોંગ્રેસનું લોકસેવક સંઘમાં રૂપાંતર થાય, અને તે ચૂંટણીઓથી દૂર રહીને બધા પક્ષો ઉપર અસર પાડવા સક્ષમ થાય. પરંતુ એમ બન્યું નહીં. હું અત્યારે તેનાં કારણોમાં ઊતરવા માંગતો નથી. અત્યારે તો હું ફક્ત એટલું જ કહેવા માંગું છું કે, આ જવાબદારી આપ (બહેનો) ઉઠાવી લો અને બાપુનું લોકસેવક સંઘ બનાવવાનું સ્વપ્ન સાકાર કરો.



વિજ્ઞાનની તોલે
આવે તેવી બીજી કોઈ
શક્તિ નથી



અહીં જે શ્રમદાનો થયાં છે તેની વાતો સાંભળી. અ શ્ચર્ય થયુ કે શ્રમદાનો આટલી ધીમી ગતિથી કેમ ચાલે છે જમાનો આવે છે વિજ્ઞાનનો અને તે બહુ જોરથી કામ કરે છે. અને આ શ્રમદાનનું કામ આટલુ બધું ધીમે ધીમે કેમ ચાલે એનું આશ્ચર્ય મને થયુ. પણ ભલે ધીરે ધીરે તોયે ચાલે છે તો ખરૂ એટલે એ રીતે ખુશીની વાત પણ કહેવાય આપણે જો સામાન્ય જમાનામાં હોત તો હું ન કહેત કે આ બધું કામ ધીરે ધીરે ચાલે છે. પણ જે જમાનામા આપણે છીએ તે સામાન્ય જમાનો નથી, તે અસામાન્ય જમાનો છે. એટલે એમાં કાળની ગતિ બહુ વધી ગઈ છે એટલે બધા લોકોએ મળીને એક નિશ્ચિત મુદતમા આ કામ પૂરૂ કરવાની જરૂર છે. તે થશે કે? એનો ઉત્તર આજે શ્રમદાનવાળા ભાઇઓએ આપ્યો એમની જોડે મારી વાતચીત ચાલતી હતી મેં એમને કહ્યુ કે આ બધો વિસ્તાર શ્રમદાન થયો જોઇએ. તો એમનામાંના એક ભાઈએ કહ્યુ કે ઈશ્વરનો હુકમ હશે તો થશે તો મે એમને કહ્યુ કે ઈશ્વરનો હુકમ તો છે જ. તો એમણે કહ્યુ કે હા, ઈશ્વરનો હુકમ તો છે જ. જો એ ન હોત તો અમને શ્રમદાન આપવાની પ્રેરણા કેમ થાત? જો ઈશ્વરનો હુકમ ન હોત તો એ પ્રેરણા અમને થાત કે? ઈશ્વરના હુકમ વિરુદ્ધ, તેની ઇચ્છા વિરુદ્ધ કઈ પ્રેરણા થઈ શકત કે? એવો

ખુલાસો એમણે આપ્યો. એટલે ઈશ્વરની ઇચ્છા એવી છે : બધા કાર્યકર્તા ભેગા થાય, લોકો પાસે પહોંચે અને ગ્રામદાન નહિ પણ એક તાલુકાનું દાન આપે.

આપણા આ આંદોલનમાં કેટલાક લોકો હવે જરા બહુ સાવચેતીથી બોલે છે. એ કહે છે કે મોટી મોટી વાતો બોલવી અને તેમાં સફળતા ન મળે તેના કરતાં નાની વાતે બોલવી અને જેટલી સફળ થાય તેટલી જ બોલવી. બોલીએ તેના કરતાં વધારે સફળ થાય એટલી વાત કરવી એમ કેટલાક કાર્યકર્તા કહે છે. પણ મારાથી તેમ ન બોલાય. ફરીને બોલવું હોય તો પણ મારાથી તો પાંચ કરોડની જ વાત થઈ શકે. અને એ તો મેં કરી જ ને એનો દશમો હિસ્સો મળી ગયો છે. એટલે લગભગ ૪૦–૫૦ લાખ એકર જમીન મળી ગઈ છે. એનો અર્થ એ છે કે સોમાંથી દસ માર્ક મને મળ્યા છે. એટલે કે કાર્યકર્તાઓને મળ્યા છે. પણ સોમાંથી દસ માર્ક મળે એ તો નાપાસ થયા કહેવાઇએ. બહુ કઠણ પેપર હોય તો સોમાંથી ૨૫ માર્ક પાસ કરે. પણ આપણને તો જેમ તેમ દસ માર્ક મળ્યા છે. તો આપણે નાપાસ જ છીએ તેમાં શંકા નથી. પણ મને પોતાને પરમેશ્વરની ઇચ્છાનું ઉચ્ચારણ કરી નાપાસ થવું જોઈએ એમ થાય છે. આપણી ઇચ્છાનું ઉચ્ચારણ કરીને પાસ થવું તેમાં મને શ્રદ્ધા નથી. તો મારા હિસાબથી જો હું બોલત તો પાંચ કરોડને બદલે બહુ બહુ તો પાંચ લાખ બોલત. તે પૂરું થાત કે નહિ કોણ જાણે. પણ માની લો

કે એ પૂરૂ થાત પણ જે લોકોએ એ કામ કર્યું હોત તેમને અહંકાર થયો હોત કે અમે એક સંકલ્પ કર્યો અને તેની પૂર્તિ અમારા પ્રયત્નથી થઈ આવું કશું મને ન થયું કારણ કે પાંચ કરોડ એકરનો સંકલ્પ એ પરમેશ્વરનો સંકલ્પ હતો અને પાંચ લાખ ગ્રામદાનો એ પરમેશ્વરનો સંકલ્પ છે પરમેશ્વરનો સંકલ્પ એ જ હોઈ શકે કે પાંચ લાખ ગામો ગ્રામદાનમાં આવે અને જે પરમેશ્વરનો સંકલ્પ હતો, અને પરમેશ્વરની જે ઇચ્છા છે, તેના જ જાપ કરવો જોઈએ અને પછી તે સંકલ્પને પૂર્ણ કરવામાં લાગી જઈએ પછી ધારો કે એમાં પાસ માર્ક ન મળે અને છો નાપાસ થઈએ, તેમાં મને વાંધો નથી પણ પરમેશ્વરના સંકલ્પની જાહેરાત થવી જોઈએ કે ઈશ્વરની આવી ઇચ્છા છે જે ભક્તોના મોઢામાં ઈશ્વરના સંકલ્પનું ઉચ્ચારણ કરવાની હિમ્મત નથી તો તે ભક્તોના સુખ નથી પણ તેના પોતના સુખ છે એટલે હું તો એ જ કહેવાનો કે ભારતમાં જેટલા ગામો છે એ બધા ગામો ગ્રામદાન થવા જોઈએ અને તે થયા વિના આપણે માટે વિશ્રાંતિનો અવકાશ નથી તેમ સમજવું જોઈએ પછી ભલે આખો જન્મારો એમાં જાય એની મને કશી ચિંતા નથી

આજે પેલા હરિવલ્લભે લખેલી કવિતા વાંચતો હતો [જુઓ પાનું ૪] એમાં હતું કે 'દો સાથીમેં આશ ઔર વિશ્વાસ, સત્યમેં પ્રેમ, પ્રેમમેં દૃઢનિશ્ચય હો" એ વાંચીને મારી આંખમાંથી આંસુઓ જ નીકળ્યા એવું સુંદર લખ્યું છે આ કામ કેવી

જીવનકો જીવંત કરો હે!

પૃથ્વિ હંસે, ફિર જનગણ ખુશ હોં,
સરિતા – સાગર; ઉભય સભર હોં,
પેડ હંસે, ફિર પત્તે પ્રસન્ન હોં,
પથિક હંસે, જબ વાયુ શિતલ હો,
હંસે પશુ-પંખી જબ ખિલા ઉપવન હો;
પ્રસન્નતાકે જીવન યજ્ઞમેં, પાપોંકા પ્રાયશ્ચિત કરો હે!
જીવનકો જીવંત કરો હે!

ઉર-ઉરમેં ઊર્મિ ચિર વિકસિત હો,
મનુજ મનુજ ફિર સંમિલિત હો,
મંગલ – કામના ઉચ્ચારિત હો,
સિદ્ધિ રિદ્ધિ ફિર સુસ્થાપિત હો,
પ્રેમ મનુજમેં પ્રસારિત હો;
રતિ કામકો ભસ્મ કરો, ભસ્મિભૂત સારે પાપ કરો હે!
જીવનકો જીવંત કરો હે!!

આઓ સાથી મિલ કામ કરેં, સબ સુકૃત,
ફૈલાયેં સમતા, બંધુતા — વિસ્તૃત,
મનુજ, મનુજકા બને અધિકૃત,
હો ઇસસે દૈવી ગુણ પ્રસ્તુત,
જો હો પરમેશ્વરકો સ્વીકૃત!

હો સાથીમેં આશ ઔર વિશ્વાસ, સત્યમેં પ્રેમ,
પ્રેમમેં કૃતનિશ્ચય હો!
જીવનકો જીવંત કરો હે!!

— હરિવલ્લભ પરીખ

રીતે યશસ્વી થાય એને માટેની આ ચાવી છે. આપણો આપણા સાથીમાં વિશ્વાસ હોવો જોઇએ અને તેમના વિષે પૂરી આશા હોવી જોઈએ અને સત્ય વિષે પ્રેમ અને પ્રેમમાં કૃતનિશ્ચય હોવો જોઈએ. આ જ્યારે મે વાંચ્યુ ત્યારે મને થયું કે આમાં મારું જ વર્ણન કર્યું છે. મને મારા સાથીઓમાં સંપૂર્ણ વિશ્વાસ છે, પૂર્ણ આશા છે, અને મને એ સત્યનું દર્શન છે કે જમીનની માલિકી મટવી જોઇએ, ઉત્પાદનના સાધનોની માલિકી મટવી જોઈએ, અર્થાત્ પ્રેમપૂર્વક જ મટવી જોઇએ, જબરદસ્તીથી નહિ એ સત્યનું મને દર્શન છે. અને સત્ય માટે મને પ્રેમ પણ છે અને તે માટે હું કૃતનિશ્ચય છું તો એ વાંચીને મને લાગ્યું કે એમાં મારું જ વર્ણન કર્યું છે.

હું કઈ જ નથી. ઇશ્વર મારી પાસે જે કરાવે છે તેમાં મારો કઈ હિસાબ નથી. આ જે નિષ્ઠા છે તે બધાની થાય અને આપણા બધામા પરસ્પર અનુરાગ અને પ્રેમ હેય અને આપણી સત્યનિષ્ઠામાં આપણે કદીયે નાહિંમત ન થઇએ. તેવુ જો થાય તો આ કામ ચાલી શકવાનું છે તેવો મને વિશ્વાસ છે. નહિ તો આ ભાઈઓ ક્યાંના ક્યાં એકઠા થયા છે. આ એક ભાઈ છે તે છે તો નાગપુરના પણ એમણે કેટલુક કામ આંધ્રમા કર્યું છે, કેટલુક બંગાળમાં કર્યું છે. નાગપુરમા કેટલુંક ચાલ્યું કેટલુક ન ચાલ્યુ. તો આટલા વિભાગમાં બેઠી બાઇઓ તેના કરતા બહાર જઈ બહોળુ જ્ઞાન, શક્તિ પ્રાપ્ત

એમ માનીને બંગાળ, રત્નાગિરિ અને ખાનદેશમાં ગયા. અં
ત્યાં આખો મદ્રાસ, જ્યાં બસોથી વધારે ગામો હતાં, તેનું સામ
દાન મળ્યું. તે કંઈ એમના પરાક્રમથી નહોતું મળ્યું, પ—રા
કાર્યકર્તા કામમાં લાગ્યા હતા. અને સરકારી ઓફીસરોન
પણ અહિંના જેવી સહાનુભૂતિ હતી. આ રીતે કાર્યકર્તાઓ
સરકારી ઓફીસરો અને પરમેશ્વરની ઇચ્છા એ ત્રણેય મળીને
કામ થયું. ત્યાં કામ થયા પછી અહિં આવ્યા. આવી રીતે
ક્યાંના લોકો ક્યાં કામ કરે છે. અને એમને તો અહિંની ભાષા
નથી આવડતી. એમણે અહિં આવીને શું કર્યું? વ્યાખ્યાનો
પણ આપતા હતા. અને અહિંના કાર્યકર્તાઓ કામે લાગ્યા
અને ગામના લોકો જાગી ગયા ત્યારે આ કામ થયું.

માટે જો કોઈને સોએ સો ટકા શ્રેય હોય તો તે આમદાની ગામના ભાઈઓને છે. એમણે હિંમત કરીને આ સંદેશો સાંભળ્યો અને તે પ્રમાણે કર્યું. માત્ર સાંભળીને કોઈ કામ થોડું જ થાય છે? અંદરથી હિંમત હોય તો કામ થાય છે. આજે મેં એ આમદાની ભાઈઓને કહ્યું કે તમે ગ્રામદાન કર્યું તે પૂરતું નથી; તમારે બીજા ગામોમાં જઈને બીજા ભાઈઓને સમજાવવા જોઈએ કે ગ્રામદાન કરો. એમ કરીને તમારે શુંબેશ કરવી જોઈએ તો એક ભાઈએ મને જવાબ આપ્યો કે આવું કામ અમે કરીએ છીએ. અને બીજાને અમે કરવા કહીએ છીએ. એટલે તો થાય છે; નહિ તો શી રીતે થાય? જો અમે ન કર્યું હોત તો, આસપાસના ગામવાળાઓને અમે ન સમજાવ્યું હોત

તો બહારના લોકો આવીને વાત કરત એટલે શુ આ કામ થઈ જાત કે?

એટલે એ વાત સ્પષ્ટ છે કે જે કામ થયુ છે અને થાય છે તેનું શ્રેય પેલા લોકોને છે કે જેઓ નિશંક થઈને આમદાનમા આવે છે આ પરમેશ્વરનો હુકમ છે. આપણે એના હુકમના બંદા છીએ અને ઈશ્વરપ્રેરિત થઈને કામ કરીએ છીએ આપણી શક્તિ અને આપણી મર્યાદામા આપણને બાધી લેવા તે ઠીક નથી પણ ઇશ્વરપ્રેરિત કામમા શરમીંદા થવું પડે તો પણ ભલે, પણ ઈશ્વરની વસ્તુ જ મેળામાથી કાઢવી જોઈએ શુ ઈશ્વરની એવી ઇચ્છા છે કે હિન્દુસ્તાનમા ૧૦૦ જ આમદાન થાય? અને પાચ લાખ એકર જ જમીન મળે? શુ એટલી જ ઈશ્વરની ઇચ્છા છે? એ તો આપણી ઇચ્છા કહેવાય, આપણી શક્તિનો આપણે અંદાજ કરીને વાત કરી તેમ કહેવાય પણ તો પછી પેલુ કામ ઈશ્વરપ્રેરિત છે તેમ નહિ થવાનુ, તો હિસાબી અને ગણિતી કામ થવાનું હું કહેવા માગુ છુ કે મારો ગણિત વિષેનો આદર ઘણો જ વધારે છે અને એટલા માટે તો મારી નબર એકની શ્રદ્ધા પરમેશ્વર પર છે અને નબર બેની શ્રદ્ધા ગણિત પર છે પણ આ કામ ગણિતથી નથી થવાનું પણ આ કામ ઈશ્વરનિષ્ઠાથી થવાનુ છે એટલે એને માટે તો એ જ ઉત્તમ વ્યાખ્યા છે કે "હો સાથીમે આશ ઔર વિશ્વાસ, સત્યમે પ્રેમ, પ્રેમમે કૃતનિશ્ચય હો" સાથીઓમા વિશ્વાસ અને આશા હોવા જોઈએ એટલે આપણે પોતામા જેટલો વિશ્વાસ રાખીએ

તેના કરતાં આપણા સાથીઓમાં વધારે વિશ્વાસ રાખીએ આપણે કોણ છીએ? આપણે કંઈ નથી. ઈશ્વર જ આપણને સાથ આપે છે. જેવી રીતે માતા છોકરાઓ વિષે ઈશ્વરભાવ રાખે તો તે કૃષ્ણ અને રામની માતા થાય. આટલી બધી માતાઓ છોકરાઓની મા છે પણ બધા છોકરાઓની માતા રામ-કૃષ્ણની માતા થઈ શકે છે. રામ અને કૃષ્ણની માતા રામ અને કૃષ્ણમાં પરમેશ્વરનો આવિર્ભાવ જોતી હતી. એટલે એ સામાન્ય છોકરાઓની મા ન બની, ઈશ્વરની માતા બની. એ પ્રમાણે સાથીઓમાં ઈશ્વરનું દર્શન, સત્ય વિષે પ્રેમ અને પ્રેમ માટે કૃતનિશ્ચય. "હો સાથીમેં આશા ઔર વિશ્વાસ, સત્યમેં પ્રેમ, પ્રેમમેં કૃતનિશ્ચય હો." બહુ સુંદર વ્યાખ્યા છે. ભૂદાન કાર્યકર્તાઓએ આ ધ્યાનમાં રાખવું જોઈએ.

મને વિશ્વાસ છે કે અહીંઆ જે કામ શરૂ થયું છે તે ગુજરાતની ઉત્તર દિશામાં છે, ગુજરાતને એક છેડે છે. અને ગુજરાતની ઉત્તરમાં અંબા મા છે અને તેની કૃપાથી આ કામ થાય છે. તો પેલી કાળી મા ચૂપચાપ બેસશે કે? ઉત્તરમાં અંબા મા આટલું કામ કરે તો પછી કાળી મા પણ એનું જ રૂપ છે. એ પણ ત્યાં એનું કામ કરશે. અને આ બન્ને માતા કામ કરે તો પછી પેલી વચમાં સાબરમતી માતા છે તે ચૂપ બેસશે કે? એમ નથી થવાનું. સર્વત્ર કામ થવાનું છે. એમાં કશી શંકા નથી.

કેટલાક લોગ મને પૂછે છે કે તમારું આ કામ આટઆટલાં

વરસો સુધી ચાલ્યુ હવે તમને એમ નથી થતુ કે ક્યારે આ કામ પૂરૂ થાય અને હુ આરામ લઉ અને જપીને બેસુ ?' જેટલો આરામ બેસવાથી મળે છે તેનાથી વધુ આરામ મને ફરવામા મળે છે કારણ કે અહીં આ રામની સાથે રામ છે

"આરામ કલ્પવૃક્ષાના વિરામ સકલાપદામ્ ।
અભિરામસ્ ત્રિલોકાના રામ શ્રીમન્ સ ન પ્રભુ ॥"

. રામ છે આપણો પ્રભુ એજ આપણો વિરામ છે, બધી આપત્તિઓમા એ જ વિરામ છે રામ જ આરામ અને રામ જ વિરામ. એટલે ૭૮૮૦ વરસો થયા તોય જપીને બેસવાની કે એવી કોઇ બીજી ઇચ્છા મને થતી નથી એના સિવાય બીજો કોઈપણ જાતનો આરામ કે વિરામ મારે માટે નથી કેટલાક લોકો કહે છે કે આટલા વરસો કામ કર્યું પણ આપણે યશસ્વી ન થયા આપણે બહુ મોટી મોટી વાતો કરી એટલે કશુ ન થયુ. અને એટલે આપણે ફજેત થયા માટે સાવચેતીથી વાત કરવી વધારે સારી, અને જેટલી વાત કરીએ તેટલી પાર પાડીએ મને તો આ બધુ પોલ લાગે છે આપણે જે કહીએ અને તે પ્રમાણે આપણે કરીએ તો તે માસુલી વત થશે, તે કઇ ઈશ્વરપ્રેરિત થોડી જ થવાની છે ? ઘરના કામમા આવી માસુલી વાત થશે તે કઇ ઈશ્વરપ્રેરિત થોડી જ થવાની છે ? ઘરના કામમા આવી માસુલી વાત આપણે કરીએ છીએ કે જેટલુ કરીએ તેટલું જ આપણે બોલીએ પણ ઈશ્વરની વાતમાં જ્યારે ઈશ્વરનું રાજ્ય આખી દુનિયામા થવાનુ છે

ત્યારે આપણે આપણી વાત કરીએ તો કેમ ચાલે ? હમણાં હું કુરાન વાંચું છું, એટલે મને મહમદ પયગંબરનું વાક્ય યાદ આવે છે. એ હંમેશાં બોલે છે કે ઈશ્વરનું રાજ્ય અહિ થવાનું છે. ક્યારે થવાનું છે તો કહે છે કે અત્યારે જ થઈ રહ્યું છે. ૧૩૦૦ વરસ થઇ ગયાં છતાં હજીય ઈશ્વરનું રાજ્ય નથી થયું એમ લોકો કહી રહ્યા છે. જ્યારે પેલો કહે છે કે ઈશ્વરનું રાજ્ય અત્યારે જ થઈ રહ્યું છે. આવા ઈશ્વરનાં જ્યારે સાક્ષાત્ દર્શન થાય ત્યારે જ કામ થાય છે. એટલે હું તો મારી દૃષ્ટિથી વિચાર નથી કરતો. મારી વાણીથી હું બોલતો નથી. ઈશ્વરની જે પ્રેરણા હશે તે પ્રમાણે જ હું બોલીશ. અને તેમાં જો હું ફત્તેહ થઇશ તો મને બહુ આનંદ થશે. પોતાની નાનકડી વાતમાં યશસ્વી થઈને ગૌરવ પ્રાપ્ત કરવા કરતાં ઈશ્વરની વાત બોલીને, પરિપૂર્ણ શક્તિ એમાં રેડીને અયશસ્વી થઈને ફરવામાં વધુ આનંદ થાય છે. પણ એ અયશસ્વી થશે એવું શા માટે માનવું જોઇએ? ઈશ્વરનું કામ છે, તો બધા એમાં આવશે, બધા એમાં મદદ કરશે અને કામ થશે તેવું જ હંમેશાં માનવું જોઇએ.

હવે ગુજરાતની મારી યાત્રા લગભગ સમાપ્ત થવા આવી છે. જ્યારે હું કર્ણાટકમાં હતો ત્યારે હું વિચાર કરતો હતો કે મહારાષ્ટ્ર, ગુજરાતમાં જવું કે એ બન્ને પ્રાંતો છોડી સીધું બંગાળ, આસામ વગેરે જગ્યાએ જવું ? મહારાષ્ટ્ર–ગુજરાત છોડી દેવાની વાત મનમાં આવી તે શા માટે ? શું આ પ્રાંતમાં

કંઈ દ્વેષ છે કે? એવુ છે કે ગુજરાત અને મહારાષ્ટ્રમા મારું બધુ જીવન ગયુ છે ત્યા મારો શુ વધુ ઉપયોગ થવાનો છે? અને ત્યા આવીને હુ શુ વધુ ઉમેરો કરવાનો છુ? મે મારી માતૃભાષા મરાઠીમા કઇક સાહિત્ય પણ લખ્યુ છે અને મારા ગ્રથની હસ્તપ્રત ત્યા છાપી છે અને ગુજરાતમા તો મને જ્ઞાન મળ્યુ છે તો જ્યા મને શિક્ષણ મળ્યુ, જ્યા મને સાથીઓ મળ્યા, તેવા પ્રાતમા જવાની જરૂર નથી તેમ હુ માનતો હતો છતા લોકોનો આગ્રહ હતો એટલે મને થયુ કે હવે ચાલો ત્યારે થોડો સમય આપીએ, એમની ઈચ્છા પૂર્ણ કરીએ મહારાષ્ટ્રના હુ છ મહિના રહ્યો ત્યા ઘણા જૂના છોડી દીધા અને છેવટે અકાળી મહાત્મનુ ત્યા દાન થયુ ત્યારે મહારાષ્ટ્રના કાર્યકર્તાઓમા આત્મ વિશ્વાસ આવ્યો પણ મને તો તે આત્મવિશ્વાસ પહેલેથી જ હતો આત્મવિશ્વાસ એટલે કે મારા ઉપર વિશ્વાસ નહિ પણ ઈશ્વર પર વિશ્વાસ

જ્યારે હુ પઢરપુરમા ગયો ત્યારે મે જાહેર કર્યુ હતુ કે મહારાષ્ટ્ર મને જેટલુ દાન આપી શકતુ હતુ તે તે આપી ચૂક્યુ છે જ્યારે એણે મને પાડુરગના દર્શન કરાવ્યા માના સાથીઓ સાથે એ વિઠોબાના દર્શન કરવાનો મને મોકો મળ્યો એમા મહારાષ્ટ્ર મને જેટલુ દાન આપી શકતુ હતુ એટલુ મને આપી દીધુ ત્યાર પછી હુ ગુજરાતમા આવ્યો અને હવે મને બીજા પ્રાતવાળા પૂછે છે કે ગુજરાતમા આપનુ સ્વાગત તો ખરુ સારૂ થાય છે પણ હિસાબ વગેરે કઇ આપતા નથી એમ તો પ્રેમપૂર્ણ

ને ધારો કે પહેલાંના જમાનાની જેમ કોઇ હુમલો કરીને કોઈ છોકરીને લઇને ભાગે તો તે મંગળ કાર્ય કહેવાય કે? આવી રીતે મંગળ કાર્ય નથી થતાં, પ્રેમપૂર્વક સમજાવીને જ આવા કામો થાય છે આજે વિજ્ઞાનયુગ આવ્યો છે અને વિજ્ઞાનયુગમા સહુ એકત્ર થઇશુ તો જ નભીશુ, અને તો જ ટકીશું, અને તો જ આપણું કામ ચાલશે—એમ નિશ્ચય કરીને કામ કરવુ જોઇએ, અને વિશ્વાસ-શ્રદ્ધા રાખીને આપણી પાસે જે કાંઇ છે તે અર્પણ કરવુ જોઈએ. એવો સમર્પણ યોગ આપણે શીખવો જોઈએ

શરૂઆતમા જ્યારે મે દાન લેવાનો આરંભ કર્યો ત્યારે હું સમજાવતો હતો કે દાનની રીતે સંપત્તિનું વિભાજન થવુ જોઇએ પણ હવે બીજુ પગલુ આવ્યુ છે અને એ છે સમર્પણનુ, કૃષ્ણાર્પણનું! સમાજરૂપી ભગવાન કૃષ્ણને આપણી પાસે જે કાઇ છે તે અર્પણ કરવાનુ આવી રીતે સમાજ પાસેથી જે કાંઈ મળે તે પ્રસાદ રૂપે સેવન કરવાનું આવી રીતે કઇ ઓછું મળશે તેમ નહિ જેટલુ મળશે તેટલું ભગવત્ પ્રસાદરૂપે સ્વીકારવાનુ માલિકી સાચવી સાચવીને કેટલી સાચવશો? હિન્દુસ્તાનમા જમીન કેટલી છે? કોઇપણ બહુ ભારે મોટો જમીનનો માલિક નથી થઈ શકવાનો બહુ બહુ તો ૨૦-૨૫ એકર જમીનના માલિક થઇ શકાય અને જેમ જેમ લોક સખ્યા વધશે તેમ તેમ ૧૦-૫ એકર જમીનની માલિકીની વાત થશે એટલે સમાજની માલિકીની વાત કરીને

એની પાસેથી પ્રસાદના રૂપમાં લેવામાં કશી હાનિ નથી. એટલે હું તો આ વિચારને પરમેશ્વરી વિચાર સમજીને એનો સતત નિરંતર જાપ કરું છું. મને આનંદ છે કે ગુજરાતમાં પણ આનું ઊંડું બીજ વવાયું છે અને તેનું ઉત્તમ ફળ આવશે. હું નથી ધારતો કે બીજા પ્રાંતો કરતાં અહિ ઓછું પરિણામ આવશે. અહિ પણ એનું પરિણામ આવશે જ.

ગુજરાતમાં આ કામ પાંચ સાત વરસથી ચાલે છે, તેમ નહિ. ગુજરાતમાં તો ૧૯૧૫ થી ગાંધીજી આવ્યા ત્યારથી આ કામ ચાલે છે. ગુજરાતમાં ગ્રામદાનનું કામ દેખાતું ન હોય પણ એ ચાલીસ વરસથી ચાલે છે. ૧૯૧૫માં આશ્રમની સ્થાપના ગાંધીજીએ કરી હતી એટલે ગયાં ૪૩ વરસથી આ કામ ગુજરાતમાં ચાલે છે. અને અમે જ્યારે આશ્રમમાં હતા રોજ સાંજે ફરવા જતા હતા ત્યારે ગાંધીજી ઘણીવાર કહેતા હતા કે આપણે તો ગામે ગામ સ્વરાજ્યની સ્થાપના કરવી છે. હિંદ સ્વરાજ્ય એટલે કે ગ્રામ સ્વરાજ્ય અને એટલે જ સો એ સો ટકા સ્વરાજ્ય. અને સ્વદેશી એટલે કે સો ટકા સ્વદેશી, એવું ગાંધીજી સમજાવતા હતા અને આદેશ આપતા હતા કે ગામડે ગામડે જવું જોઇએ અને ત્યાં આશ્રમ બનાવવો જોઇએ. આ ૪૩ વરસ પહેલાંની વાત છે. ત્યારથી ગ્રામદાનનું કામ ગુજરાતમાં ચાલે છે.

અમદાવાદમાં જતાં પહેલાં મને કોઇ ભાઇએ પૂછેલું કે અમદાવાદમાં સ્વાગતમાં કેટલી બધી ગડબડ થશે તે કોણ

જશે ! નાના-નાના ગામોમા આટલો બધો પ્રચાર થાય છે તો અમદાવાદના શું થશે ? તો મે એ વખતે કહેલું કે અમદાવાદમા બાપુ ત્યારે માટે કઇ કામ કરશે કે નહિ ? આ સાભળીને પેલા કહેનાર તો ચૂપ થઇ ગયા અને સાચે જ અમદાવાદમા બાપુએ કામ કર્યું અમદાવાદમા જે કામ થયું તેમા વૉલન્ટીઅરો તો ઠીક છે, નિમિત્ત માત્ર હતા, પણ જે કામ થયું તે તો કરનારે જ કર્યું માટે ભૂમિદાનનું કામ રખે માનતા કે પાચ સાત વરસથી જ ગુજરાતમા ચાલે છે એ તો ગુજરાતમાં ૪૩ વરથી ચાલે છે આજે એની વ્યક્ત બાબા પ્રગટ થઇ છે એટલું જ બાકી એ કામ તો ત્યારથી જ શરૂ થઇ ગયું છે

અહીંના ભાઇઓએ ને બહેનોએ બહુ સુદર આરભ કર્યો છે પણ તમે એનાથી ડરશો મા અને ડરાવશો મા લોકો આવીને તમને કહેશે કે તમે ભૂમિદાન તો કર્યું પણ તમે વિચાર કર્યો છે ? કાલે તમારે મદદની જરૂર પડે તો કરજ કોણ આપે ? તો આવી રીતે તમને કોઈ ડરાવવાનો પ્રયત્ન કરે તો ડરવાની જરાય જરૂર નથી બધા એકત્ર થયા પછી ડરવાનુ શું હોય ? અને જેઓ જમીન આપે નહીં તેમને પણ ડરાવવાનું નહિ એમને પણ સમજાવીશું તો તેઓ પ્રેમપૂર્વક આપશે આ પરમેશ્વરની ઇચ્છાનું કામ છે એટલે આજે નહીં તો કાલે એ જરૂર આમા આવશે અને એમને આપણા તરફથી અભયદાન મળવું જોઇએ કે તમારી સેવા અમે કરીશું, ડર રાખવાને

કંઈ કારણ નથી. અમે તમને નિશ્ચય કરીએ છીએ. આમ કરશો તો સુંદર કામ થશે અને આપણા દેખતાં જ થશે.

ભાઈઓ, બહુ જ આનંદ થયો કે આ નવા વરસના પહેલા દિવસે તમે બધા મને મળ્યા. અને આજે અહિ જાહેર કર્યું કે "અમે ૬૪ ગામોને ગ્રામદાન તરીકે જાહેર કરીએ છીએ; અને તમારી ઉંમર પણ ૬૪ વરસની છે એટલે શુભ આંકડાનું દાન જાહેર થાય છે." એ તો ઠીક જ છે કે એક શુભ આરંભ થાય છે એટલે કોઈ પણ આંકડો શુભ લાગે; પરંતુ સર્વોત્તમ આંકડો તો પાંચ લાખનો છે, કેમકે હિન્દુસ્તાનમાં પાંચ લાખ ગામડાંઓ છે. એટલે યાદ રાખવું જોઈએ કે પાંચ લાખ એ જ સર્વોત્તમ અને શુભ આંકડો છે. એટલે આરંભ ભલે ૬૪ થી થયો પણ એ તો આરંભ માત્ર કહેવાય. અને "અક્ષરાણાં અકારોસ્મિ"—બધા અક્ષરોમાં "અ" એ શ્રેષ્ઠ અક્ષર છે કેમકે ત્યાંથી ભણવાનું શરૂ થાય છે. જેમણે "અ" શીખી લીધો એમના શિક્ષણનો આરંભ થઈ ગયો. એ પ્રમાણે ૬૪ ગ્રામદાન એટલે અકાર છે તેમ સમજવું જોઈએ. પણ હજી સુધી અકાર મળ્યો છે પણ આકાર નથી મળ્યો. આ અકારને પરમેશ્વરની વિભૂતિ સમજીને એનું હું અભિનંદન કરું છું.

ચિત્રાસણી,
તા. ૧-૧-'૫૮.

# અંતરવ્યથા

**ગામડાનું** અને શહેરનું જીવન તદ્દન જ જુદું પડી રહ્યું છે અને એ બેની વચ્ચેની દીવાલ ઊંચી ને ઊંચી થતી જાય છે, એ જોઈને બહુ ખેદ થાય છે. તેવી જ રીતે સંસ્થાઓ પણ જ્યાં જોઉં ત્યાં વધુ ને વધુ લોકવિમુખ થતી જણાય છે. લોકાભિમુખ સંસ્થાઓ નથી જોવામાં આવતી. ખાસ કરીને સ્વરાજ્ય પછી આશા હતી કે ગરીબો અને અમીરોની વચ્ચેનું અંતર તેમ જ શિક્ષિતો અને અશિક્ષિતો વચ્ચેનું અંતર ઓછું થશે અને તેથી ગરીબો અને અશિક્ષિતો કંઈક ઊંચા આવશે અને તેમને ઊંચા લાવવા માટે શિક્ષિતો અને શ્રીમાનો કંઈક નીચા ઊતરશે પણ એવું કંઈ થયું નહિ. ઊલટું સંસ્થાઓના લોકો, શિક્ષિતો, શ્રીમાનો અને ઘણા લોકપ્રતિનિધિઓ પોતાની રહેણીકરણીમાં, વિચારોમાં અને વલણોમાં લોકવિમુખ થતા જાય છે. એનાથી મને કેટલીકવાર બહુ દુઃખ થાય છે.

ગાંધીજીએ બહુ પ્રયત્ન કર્યો ખાદી, ગ્રામોદ્યોગ, નઈ તાલીમ અને સાદાઈ એ બધી વાતોનો ઉદ્દેશ એક જ હતો કે આમજનતાની સાથે, સામાન્ય જનોની સાથે, શિક્ષિતો, કાર્યકરો, નેતાઓ એકરૂપ થાય એવી એમની મનસા હતી. પણ એમના ગયા પછી એવું કંઈ થતું દેખાતું નથી અને છેલ્લે છેલ્લે એ હતા ત્યારે પણ લોકોનું વલણ, ખાસ કરીને શિક્ષિતોનું વલણ, ગાંધીજીથી જુદું પડતું જ હતું અને એ ક્રિયા હજી ચાલુ જ છે.

ગાળતુ બને ગમે એવો ખ્યાલ રખાતો નથી જ્યારે ચૂટણી થાય છે ત્યારે ગામડામા જવુ પડે છે પણ ચૂટણી સસ્થાને નામે થાય છે એટલે પેતી વ્યક્તિઓ એના પોતાનુ કર્તવ્ય અલગ રાખી શકે છે વળી સસ્થાને નામે લોક મત આપે છે એટલે વ્યક્તિઓનાં જીવન કેવા છે એનું જોકુ પરીક્ષણ જનતા કરતી નથી "અમુક સસ્થા તરફથી આ માણસ ઊભા રહ્યો છે એટલે પછી મત આપીએ અથવા ન આપીએ એવુ થાય છે

ચૂટણીમા લોક પાસે મત માગવા માટે જવુ પડશે તેથી લોકાભિમુખ થવાશે એવી કલ્પના હતી પણ તેવુ કે ન થયુ વ્યક્તિ તરીકે લોકસપર્કમા આવતી જ નથી, સસ્થા આવે છે જે માણસ જાતો છે તે કેવો છે તેનુ જીવન કેવુ છે તે સેવાપરાયણ છે કે નહિ તેના હૃદયમા કરુણા છે કે નહિ એ કાઈ જોવામા જ નથી આવતુ લોકશાહીને માટે આ એક દુ ભોગ જાય છે તદુપરાત લોકદૃષ્ટિએ જોતા જે લોકો ચુટાઈને આવે છે તેમાના ઘણા ખરાની જિદગી જોઈશુ તો જણાશે કે તેઓ તદ્દન જ બીજી તરફ ઢળ્યા છે લોકોમા એક્રસ થવાની તો વાત જ છોડી દઈએ, પણ લોકાભિમુખ થવાની લોકો તરફ જોવાની પણ વાત નહિ

કેટલાક લોકો દિલ્હી ગયા તે ત્યાથી પાછા ફરતા જ નથી પાચ સાત મહિના તો ત્યા રહેવાનુ જ હોય છે અને કેટલાક તો એથી વધારે વખત ત્યા રહે છે અને પાછા આવે ત્યારે ઘેર રહે છે વળી પાછા પાર્લમેટ શરૂ થાય ત્યારે ત્યા જતા રહે છે પઢરપુરના ભગવાન વિઠ્ઠલને વિશે તુકારામે વિનોદમાં કહ્યુ હતુ કે ભાઈઓ તમે પઢરપુર ન જશો કેમ કે એક વાર ત્યા જશો તો ત્યાથી તમે પાછા ફરશો જ નહિ એ જ વાત દિલ્હી વિશે બોલુ છુ ... છુ કે ભાઈઓ તમે દિલ્હી જશો ના કારણ તમે દિલ્હી જશો તો ત્યાથી તમે પાછા નહિ ફરો દિલ્હીમા જે જાય છે તેમનુ જીવન જ બદલાઈ જાય છે અને કેટલાકને ત્યાથી પાછા આવવુ પડે છે ત્યારે તે એમને ગમતુ

નથી; આ સમાજમાં રહેવું અને ભળવું પણ ગમતું નથી. એ બધું જીવન જ જુદી જાતનું હોય છે.

ગામડાનો સમાજ અને શહેરનો સમાજ, શિક્ષિત ભાઈઓ અને અશિક્ષિત ભાઈઓ એકસાથે બેઠા હોય તો જેવી રીતે બળદ અને ઘોડા અલગ અલગ દેખાઈ આવે તેવી રીતે આ લોકોમાં પણ સ્પષ્ટ રીતે ફરક દેખાય છે કે આ શહેરવાળા છે અને આ ગામવાળા છે, આ શિક્ષિતો છે અને આ અશિક્ષિતો છે, આ ઊંચા છે અને આ નીચા છે. એમનો પોષાક જોઈને, ટીલેટોલ જોઈને જ આની ખબર પડી જાય છે કે આ બે જુદા જ વર્ગો છે, અને એ બે વર્ગો વચ્ચેનું અંતર દિવસે દિવસે વધતું જાય છે. આપણા દેશ માટે એ અત્યંત ખતરનાક વસ્તુ છે. આનું શું પરિણામ આવશે તેનું અત્યારે હું ભવિષ્ય ભાખવા નથી બેસતો, પણ એટલું કહું છું કે એનું પરિણામ સારું નહિ આવે.

માણસની સહનશક્તિની પણ મર્યાદા હોય છે. આથી વધુ એ માણસ સહન ન કરી શકે. દિવસે દિવસે ગરીબો પર જે બોજો પડતો જાય છે તે અસહ્ય થતો જાય છે; પણ તે અસહ્ય થયો છે એવું પેલા પ્રતિનિધિઓને, સંસ્થાવાળાઓને, પ્રોફેસરોને, મંત્રીઓને—હું કોનાં નામ લઉં અને કોનાં નામ ન લઉં?—ભક્તો અને આચાર્યોને અને મંદિરના પુજારીઓને, કોઈનેય એવું ભાસતું નથી.

જેમ બળદનું ખાવાનું જુદું હોય અને માણસનું ખાવાનું જુદું હોય. બળદને ખાવા માટે ઘાસ આપીએ તો એને દુઃખ ન થાય તેમ આપણા કરતાં પેલાઓનું બધું જુદું જ હોય, તેમની ને આપણી વચ્ચે સરખામણી જ ન હોય—એ વાતથી એ તો ટેવાઈ ગયા છે. એમની હોજરી જ એવી બની ગઈ છે કે બધું પચાવી શકે. એ બધું એ રીતે એડજસ્ટ (સરખું) થઈ ગયું છે. એટલે એમના અને આપણા જીવન વચ્ચે જે તફાવત છે તેને સાંખી લેવાનું તત્ત્વજ્ઞાન પણ બની ગયું છે. એમનું એ અને અમારું આ એમ ડબલ સ્ટેન્ડર્ડ

નરદેહ બહુ મૂલ્યવાન છે. આપણી એક એક પળ, એક એક ક્ષણ જાય છે ત્યારે આપણે નરદેહને સાર્થક કરે તેવું કાંઇક કરી રહ્યા છીએ કે? આવા વિચારોવાળું ભજન તો હોય, પણ એ લોકો તો આ બધું રાગની દૃષ્ટિથી ગાય એટલે પછી એ રાગ છે કે નહિ તેની જ ચર્ચા ચાલે. સાહિત્યની માફક ભજનનો પણ રસ ચાખવાનો હોય, ભોગવવાનો હોય. જેવી રીતે કેરીનો રસ ચાખીએ છીએ તેવી રીતે સાહિત્ય પણ ચાખવાની વસ્તુ, ભોગવવાની વસ્તુ છે. એ પણ એક ભોગનો વિષય, આનંદનો વિષય થઈ પડ્યો છે. હરિશ્ચંદ્રનું નાટક જુએ તો ટીકા કરે કે એ નાટકમાં કરુણ રસ જેટલો ઉત્તમ રીતે ઊતરવો જોઇતો હતો તેટલો ન ઊતર્યો! જેવી રીતે અન્ન ખાવા બેસે ત્યારે ખાવાનું સારું થયું હોય તો બહુ સારું રાંધ્યું હતું એમ કહે, અને બરોબર ન થયું હોય તો કહે કે બહુ સારું ખાવાનું નહોતું થયું. તો જેવી રીતે અન્ન ખાવું એ ભોગનો વિષય, એ રીતે હરિશ્ચંદ્રનું નાટક પણ એક ભોગનો જ વિષય; પણ હરિશ્ચંદ્રનું નાટક જોઇને હરિશ્ચંદ્રની સત્યનિષ્ઠાનો સ્પર્શ થાય તેવા હેતુથી જોનારા એ નાટક નથી જોતા. આવા લોકોનું હું જ્યારે જીવન જોઉં છું ત્યારે મને તે તદ્દન નીરસ અને શુષ્ક માલુમ પડે છે. એ જીવન કેવી રીતે જીવાતું હશે તેનો ખ્યાલ કરવો જ મારે માટે કઠણ થઇ પડ્યો છે. બિલકુલ નિઃસાર જીવન, કોઈ પણ જાતની માનવતાનો વિકાસ જ નહિ, બહુ બહુ તો જાતે રસ ચાખવાનો વિચાર કરે.

બારબાર કેનાક કામ ખેચે છે અને તેમનું શરીર વસાતું જ જાય છે. તેમને પૂરતુ પોષણ પણ નથી મળતું છતા સવારે ઊઠીને કામ માટે જવુ પડે એટલે જાય તો ખરા પણ એ મહેનતનું એમને પૂરતુ વળતર પણ ન મળે એક બાજુ આ સ્થિતિ છે, અને બીજી બાજુ ઓછામા ઓછુ કામ કરીને વધુમા વધુ સગવડો જોઇએ છે

છોકરો કોલેજમા ભણે છે તો એનો કેટલો બધો ખર્ચ થાય ? એક ખેડૂતના બે છોકરાઓ કોલેજમા ભણતા હતા ખેડૂત મારા મિત્ર હતા એમની પાસે જમીન સારી હતી અને ગામના હિસાબે તે સુખી ખેડૂત ગણાય લગભગ ૮૦ એકરમાથી ૩૦ એકર જમીનનો પાક પેલા બે છોકરાઓના શિક્ષણ માટે ખર્ચાતો હતો અને બાકીનો પાક ઘ ના તમામ લોકો માટે વપરાતો હતો હવે પેલા છોકરાઓને તો માબાપને શું પડે છે તેની દરકાર જ નથી તેનો તેમને ખ્યાલ જ નથી તેઓ તો તેમના શ્રીમાન સાથીઓ સાથે સિનેમા જોવા જાય, મોજશોખ કરે, મિજબાની ઉડાવે અને એવી રીતે ધમધોકાર ખર્ચ કરે જો બીજાની સાથે એની બરાબરીમા ખર્ચ ન કરે તો પ્રતિષ્ઠા ઓછી થાય અને આટલુ શિક્ષણ મેળવીને પછી નોકરીની ઇચ્છા કરે કોમર્સની કોલેજમા ભણે પણ વ્યાપાર કરતા ન આવડે , તો બી.કોમ' થયેલાઓને બેકામ' થયા એમ જ કહું છુ બી.કોમ. થયા પણ પાચ હજાર રૂપિયાના દસ હજાર રૂપિયા કરતા ન આવડે દુકાન પર બેસવાની સૂઝ પણ ન હોય એવી જ રીતે એગ્રિકલ્ચર કોલેજમા ભણે પણ ઘેર જઇને દસ એકર જમીનમાથી સારો પાક ઉતારશે અને સારો દાખલો બેસાડશે એવી આશા ન રાખી શકાય જો નોકરી મળતી હોય તો ખેતીનું કામ કરવા માટે કોઈ તૈયાર ન થાય.

આવી રીતે શિક્ષણને ગામની અવસ્થા કે પરિસ્થિતિ સાથે કશો સંબધ નથી, અને આવી સ્થિતિમા મને સવાલ પુછાય છે કે શિક્ષક, સેવક અને સાધક એ ત્રણ ધર્મો શુ ? વગેરે આ બધા શબ્દો ચૂથીને શું કરીશું ? કોણ શિક્ષક છે, કોણ સેવક છે અને કોણ સાધક છે ?

હિંદુસ્તાનમાં શિક્ષકો આચાર્ય હતા અને એવા આચાર્યોએ આખું હિંદુસ્તાન ઘડ્યું છે. હિંદુસ્તાનના ઘડતરમાં બાદશાહો કે રાજા-મહારાજાઓનો ફાળો નથી પણ વલ્લભાચાર્ય, શંકરાચાર્ય, રામાનુજ, નિમ્બાર્કાચાર્ય વગેરેનો ફાળો છે. ઉપરાંત એવા પણ આચાર્યો થઇ ગયા કે જેમના નામ પણ આપણે જાણતા નથી, જેમનો આધાર લઈને બાદરાયણે બ્રહ્મસૂત્ર લખ્યું. એવા એવા આચાર્યો હતા અને એમનો સમાજઘડતરમાં કીમતી ફાળો હતો. એમનું જીવન પણ એવું હતું કે તેમ ઉપર આધાર રાખતા અને સાધારણ માણસ કરતા વધારે ત્યાગથી અને સાદાઇથી રહેતા. જેમ મોટો પંડિત તેમ વધારે ત્યાગ. જ્યારે આજે અહીં તો જેઠ ઓક્સફર્ડ કે કેમ્બ્રિજનો એમ.એ. થઇને આવેલો હોય તો વધારે પગાર માગે. ખરી રીતે તો એણે એમ કહેવું જોઇએ કે મારા શિક્ષણની પાછળ સમાજે ઘણું ખર્ચ કર્યો છે એટલે હવે મને વધારે પગાર ન આપશો. મને ત્રીજું જ્ઞાન વધારે મળ્યું છે એટલે મારે પૈસાની જરૂર નથી. આરોગ્ય કેવી રીતે જાળવવું તેની મને ખબર છે. એટલે જે લોકોને એવું જ્ઞાન નથી, મજૂર, તેના સુથાર વગેરેને મારા કરતા વધારે પગાર આપજો—આવી દલીલ એણે કરવી જોઇએ. પરંતુ એ તો કહે છે કે હું વધારે ભણેલો છું એટલે મને બીજા કરતા વધારે રૂપિયા પગાર મળવા જોઇએ. ત્યારે આપણી સંસ્કૃતિ એવી છે કે જેમ વધારે જ્ઞાની તેમ વધારે ત્યાગી, વધારે નમ્ર. પરંતુ આજે એવા લોકો ઓછા રહ્યા છે.

આવતાં આવતાં તો બધું છોડીને ગામડે ગામડે જઈને જ્ઞાન પહોંચાડતા. શંકર, રામાનુજ જેવા ૧૫–૧૫, ૨૦–૨૦ વર્ષ ફરતા. જંગલમાં ચરીને આવેલી ગાયો સ્તનમાં ભરાયેલું દૂધ પાવા વાછરડાની સામે દોડે છે, વાછરડાંને પીવાની હોય તે કરતાં એમને પિવડાવવાની વધુ ઉત્સુકતા હોય છે, તેમ અંતરમાં જ્ઞાનામૃત ધરાવતા જ્ઞાનીઓ અગાઉ પોતાના ઘરબાર છોડીને નીકળી પડતા અને ચાલતી-ફરતી યુનિવર્સિટીની માફક લોકોને જ્ઞાન પહોંચાડતા. આજે તો આવું કાંઈ જોવા મળતું નથી. મને ખૂબ દુઃખ થાય છે આજે આ વ્યાખ્યાન જરા દુઃખી જ થયું; જેટલું લેવા જેટલું લાગે એટલું લેજો, બાકીનું ફેંકી દેજો.

અલિયાબાદ, તા. ૨૫–૧૧–'૫૮.

૨

## સ્વરાજ્ય તો મળ્યું પણ ...

હવે સ્વરાજ્યની પ્રાપ્તિ થઈ ચૂકેલી છે. જ્યારે આઝાદી મળી તે વખતે બાપુના શા હાલ થયા એ બધું તમે પ્યારેલાલજીએ 'મહાભારત' લખ્યું છે તેમાં જોજો. એમણે ગાંધીજીવનનું 'શાંતિપર્વ' અને 'સ્વર્ગારોહણપર્વ' લખ્યું છે. બંનેયે તે વાંચવું જોઈએ.

ગાંધીજીની દશા પણ ઇટાલીના મહાન દેશભક્ત જોસેફ મેઝિનીના જેવી જ બરાબર થઈ. મેઝિનીએ એના દેશની આઝાદીને માટે અનેક કોશિશો કરી. અને એના તથા ગેરીબાલ્ડીના પ્રયત્નોથી ઇટાલી સ્વતંત્ર થયું અને એ સ્વતંત્ર ઇટાલીનો આધસ્થાતા બની ગયો. પણ ત્યારે મેઝિનીના ચહેરા પર ઉત્સાહની ચમક નહોતી. એણે કહ્યું કે "જે ઇટાલીનું હું ધ્યાન ધરતો હતો તે આજે જેવું ઇટાલી પ્રત્યક્ષ રહ્યું છે તેવું નહોતું. મારું ઇટાલી તો આખી દુનિયાને સ્વતંત્રતા મેળવવામાં મદદ કરત. આજે ઇટાલી આઝાદ તો થયું છે, પણ તે ઇટાલી મારા સ્વપ્નના ઇટાલીથી જુદું છે."

આમ મેઝિનીનુ મૃત્યુ અત્યંત અસતુષ્ટ અવસ્થામા થયુ અને આપણે લોકોએ જોયુ કે ઇટાલીની આઝાદીના ગાણા ગાતા અમે થાકતા નહોતા તે જ ઇટાલી જોતજોતામા સામ્રાજ્યવાદી દેશ બની ગયો જ્યા સુધી સ્વતત્રતા નહોતી મળી ત્યા સુધી એ સ્વતત્રતાપ્રિય દેશ હતો પરંતુ મળ્યા પછી એ ધીરે ધીરે એક તસ્કરવાદી દેશ બની ગયો અને આખરે ત્યા જ ફાસીવાદ પેદા થયો

બરાબર આવી જ દશા તમે ગાધીજીની જોશો ગૂજરાતના કોંગ્રેસવાળા ગાધીજીની વધુ નિકટ હતા, એટલે એ લોકો અદરથી જોતા હશે એવી મને આશા છે ગાધીજી આખરી દિવસોમા અત્યત અસંતુષ્ટ હતા પીડિત હતા, દુખી હતા તેઓ કહેતા હતા કે મેં જે જે મૂલ્યોને માટે મથામણ કરી તે તમામેતમામ મૂલ્યો લગભગ અલોપ થઇ રહ્યા છે એમાથી એક પણ મૂલ્ય રેખા જેવુ હોય તેવુ નથી તમામેતમામ મરતા ભાળી રહ્યા છે

અને તમે જોયુ કે જે દિવસ સ્વાતત્ર્ય પ્રાપ્તિના ઉત્સવ ઉજવવા આખા હિંદુસ્તાનમા રોશની કરવામા આવી, તે દિવસ ગાધીજીને ત્યા રોશની નહોતી ત્યા તો તપસ્યા હતી તેઓ કહેતા હતા આજે તો આત્મસશોધનનો દિવસ છે અને એ વખતે તેઓ દૂર દૂરને સ્થાને બેઠા હતા ને ત્યા એમના દિલમા તીવ્ર વેદનાની ઝાળ બળતી હતી જે ગાધીનું નામ લઈ લઈને લાખો લોકોએ ત્યાગ કર્યા તેને છેવટના દિવસોમા વ્યાસ મુનિની જેમ બોલવુ પડ્યુ

ભગવાન વ્યાસે આખુ મહાભારત લખ્યુ પણ એમા તેઓ પોતે ક્યાય બોલતા નથી પણ આખરે ભારત સાવિત્રીમાં, જેમા મહાભારતનો નિચોડ આવે છે તેમા એમણે કહ્યુ છે ઊર્ધ્વબાહુ વિરૌમ્યેષ ન ચ કશ્ચિત્ શૃણોતિ મામ્— હાથ ઊંચા કરી કરીને બૂમો પાડુ છુ પણ મારી વાત કોઈ સાંભળતુ નથી બરાબર તેવી જ ભાષા ગાધીજીના મોમાંથી નીકળી એ આખો દુખદાયક ઇતિહાસ પ્યારેલાલજીના એ અતિમ ગ્રથમા વાચવા મળશે

ગાંધીજીએ એક આશીર્વાદ આપ્યો હતો એના બળવડે કોંગ્રેસ જુગજુગ જીવી શકત તેઓ કોંગ્રેસને એવી તો બનાવવા માગતા હતા કે જેનાથી એ અમર થઈ જાય એમણે લોકસેવક સંઘનો વિચાર મૂકયો અને કહ્યું કે આખાયે ભારતમાં ફેલાયેલી કોંગ્રેસ સેવાકાર્યમાં લાગી જાય અને એની નૈતિક શકિતની અસર રાજસત્તા પર પડે આવી એક વિશાળ, અતિદિવ્ય ને ભવ્ય કલ્પના તેઓ કરતા હતા

પણ એ ગંભીર કલ્પનાને પચાવવાને લાયક ચિત્ત આપણી પાસે તે વખતે નહોતા કદાચ આજે પણ નથી પરંતુ ઇતિહાસકાર તો લખવાના કે કોંગ્રેસની હાલત —ક્ષીણે પુણ્યે મૃત્યુલોકં વિશન્તિ —પુણ્ય ઘસાઈ ગયે મૃત્યુલોકમાં જવા જેવી થાય, એવું ગાંધીજી ઇચ્છતા નહોતા તેઓ તો ઊલટું એમ ઇચ્છતા હતા કે કોંગ્રેસનું નામ ઉજ્જ્વળ રહે દુનિયાને બચાવનારું તારક નામ એ નીવડે ને એનાથી ભારત અને દુનિયા બચી જાય

રૂપ કરતા નામ મોટું હોય છે. રામાયણમાં આ વિચાર ખૂબ સુંદર રીતે સમજાવ્યો છે રામનું રૂપ તો નાનકડું હતું એમણે શબરી, જટાયુ વગેરે અમુક ભકતોને ઉગાર્યા, પણ રામનામે તો અસંખ્ય ભકતોને ઉગાર્યા છે માટે રામ કરતા નામ મોટું છે એ જ રીતે બાપુ કોંગ્રેસનું રૂપ મિટાડીને કોંગ્રેસનું નામ વધારવા માગતા હતા એમની આ કલ્પના એક અત્યંત શ્રેષ્ઠ કલ્પના હતી એમાં એમની પ્રતિભા ઝળકી ઊઠી હતી. એ પ્રતિભાએ એમને લોકસેવક સંઘની વાત સુઝાડી હતી. મને તો એ કલ્પના પર વિચાર કરતા લાગે છે કે એ ઉપનિષદ જેવું એક દર્શન જ છે

ખેર, આપણા નેતાઓને લાગ્યું કે એનાથી દેશ વેરવિખેર થઈ જશે. કાંગ્રેસ નહીં રહે તો રાી ખબર સત્તા પર કોની પકડ રહેશે અને નઠીસત્રી હાથમાં આવેલી સત્તા રેઢિયાળ થઈ જશે આમ વિચારીને એમણે ગાંધીજીનું એ સૂચન ન માન્યું હું એમનો વાક નથી કાઢતો. જે સ્તર પરથી એ લોકો વિચારતા હતા એ સ્તર પર એ બનાવ

હતુ એક દિવ્યદર્શન હોય છે અને એક ચર્મચક્ષુનુ દર્શન હોય છે ચર્મચક્ષુના દર્શનથી એ નેતાઓએ જે વિચાર્યુ તે ઠીક જ હતુ

મારે એમને દોષ નથી દેવો છતા પણ હુ માનુ છુ કે હવે કોંગ્રેસને માટે એ વિચારવાનો સમય આવ્યો છે કે શું કોંગ્રેસ ચૂંટણીની સંસ્થા–ઇલેકશનિયરિંગ ખોડી જ બનશે ?

કામરેજ (જિ સુરત),
તા ૩૦–૯–૫૮

૩

## ધરતી માતા ફાટીને
## મને અંદર લઈ લે તો સારૂં !

**આજે** દુનિયામા જે ચાલે છે તે ભગવાન પોતે સહન કરે છે તો હુ સહન ન કરુ તે ન ચાલે એ હુ જાણુ છુ તે છતાય મારે માટે એ અસહ્ય થઇ જાય છે

આજે સમાજમા જે રીતે વ્યવહાર થાય છે તે વ્યવહાર અને રાજનીતિમા જે વ્યવહાર ચાલે છે તે રાજનીતિ, અને ધાર્મિક ક્ષેત્રમા જે દભ દેખાય છે તે બધુ જોઇને મને બહુ વેદના થાય છે, અને તેથી એ મારી વેદનાઓ હુ સ્પષ્ટ શબ્દોમા પ્રગટ કરુ છુ બાપુ આવ્યા પછી પણ આજે ભારતમા જે રીતે રાજનીતિ ચાલે છે તેવી જ જો ચાલવાની હોય, તો બાપુએ આવીને શું કર્યુ તે મારી સમજમા નથી આવતું એમના અવતારનો કઇ લાભ આપણને મળ્યો કે ન મળ્યો ?

ઉદાત્ત બનાવવું અને એને અધ્યાત્મની યોગ્યતા આપવી આ એમણે સ્પષ્ટ કર્યું છે, અને એમાં એમણે 'રાજનીતિનું શુદ્ધિકરણ' એવા સ્પષ્ટ નામો વાપર્યા છે એ શબ્દ બાપુએ ઉપાડી લીધા હતા

રાજકારણના શુદ્ધિકરણ માટે બાપુએ જેવો પ્રયાસ કર્યો એવો બીજા કયા માણસે કર્યો તે હું જાણતો નથી રાજનીતિમા પદના હોવા છતા સત્ય ઉપર સતત નજર નાખીને કામ કરતા હોય એવા જનક મહારાજ જેવાનું નામ સાભળીએ છીએ પણ એના જોયા નથી, પણ બાપુને તો નજર સામે જોયા છે, જે સત્ય પરની દૃષ્ટિ જરાયે વિચલિત નહોતા થવા દેતા અને કામ કરતા હતા એમની કંઈક અસર દેશ પર કે કોઈની રાજનીતિ પર થઈ છે ? એમ જ્યારે હું વિચારું છુ અને ટૂકી નજરે જોઉં છુ ત્યારે એમની બહુ અસર થઇ છે તેમ મને ભાસતું નથી, જોકે લાબી નજરે સિદ્ધ થાય કે અસર થઇ છે અને થવાની છે

બીજાં દેશોમા શું ચાલે છે તે હું જાણતો નથી પણ આપણા દેશમા પુરાતન કાળમા જે રીતે રાજનીતિ ચાલતી હતી તેથી બહુ ભિન્ન રાજનીતિ આજે ચાલે છે તેમ ભાસતું નથી એટલે રાજનીતિનું શુદ્ધિકરણ શબ્દ છે તેનો અર્થ રાજનીતિની જગ્યાએ લોકનીતિની સ્થાપના થવી જોઈએ, એમ થાય છે પછી ભલે એમા જેટલો સમય લાગવાનો હોય તેટલો લાગે, પણ આજની રાજનીતિ વિજ્ઞાનયુગમા નભી ન શકે, ટકી ન શકે

શું રાજનીતિની વાત કરો છો ? પાકિસ્તાન, ફ્રાસ, રશિયા અમેરિકા, જાપાન, જર્મની વગેરે જગ્યાએ શું રાજનીતિ ચાલે છે ? રાજનીતિ એટલે શસ્ત્રનો ખેલ ચાલે છે જે રાષ્ટ્ર પાસે તીક્ષ્ણ શસ્ત્રાસ્ત્ર હશે તે રાષ્ટ્રની રાજનીતિ ચાલવાની એટલે કે વાસ્તવમા પેલી શસ્ત્રનીતિ જ છે વિજ્ઞાનયુગમા ભયાનક શસ્ત્રાસ્ત્ર પેદા થાય છે એટલે એ બધા દેશો શી રીતે નિઃશસ્ત્ર થાય ?

શસ્ત્રો ઓછા થાય તેટલું પણ નહીં, અથવા તો અમુક માટા

શસ્ત્રો વપરાય નહીં તેટલું પણ નહીં, પણ સમાજ સાવ નિઃશસ્ત્ર શી રીતે થાય એનો વિચાર કરવો અને એને માટે જીવન અર્પણ કરવું, એ વિચારને આધારે સમાજ બનાવવો એનું નામ લોકનીતિની સ્થાપના. લોકનીતિની સ્થાપના વિના વિજ્ઞાનયુગમાં રાજનીતિને શુદ્ધ કરવાનો બીજો કોઈ પણ રસ્તો મળશે એવું મારા ધ્યાનમાં નથી આવતું.

બધે સત્તાનું કેન્દ્રીકરણ થાય છે આપણા દેશમાં વેલફેર (કલ્યાણ)ને નામે અને બીજા દેશોમાં બીજે નામે થાય છે, અને જ્યાં લશ્કરશાહી ચાલે છે ત્યાં તો સત્તાનું કેન્દ્રીકરણ થાય જ છે; પણ જ્યાં લશ્કરશાહી નથી ત્યાં પણ બધી સત્તા અમુક માણસોના હાથમાં હોય છે લોકશાહીનું નામ હોય છે, પણ લોકશાહીનું રૂપ નથી હોતું. એ રીતે લોકશાહીના રૂપનો તે પોતે જ સંહાર કરે છે; અને નામમાત્રની લોકશાહી રહી છે પણ વસ્તુતઃ તે લોકશાહી નથી હોતી

આવું સર્વ રાષ્ટ્રોમા ચાલે છે એક પણ રાષ્ટ્ર એવું નથી દેખાતું કે જ્યા લોકશાહી એના મૂળ અર્થમા હોય વિજ્ઞાનયુગમાં એવું એક રાષ્ટ્ર હોઇ પણ ન શકે, કેમ કે ગમે તેટલી રાજનીતિને સુધારવાની વાતો કરો, તો પણ સામાન્ય દેશ પાસે જો વિશેષ પ્રકારનાં શસ્ત્રો રાખવાં હોય તો તેણે પોતાનું બંધુ પડતું મૂકીને શસ્ત્રની ભાંજગડમાં પડવું પડે, અને એના પોતાના હાથમાં કશું ન રહે એટલે આપણા દેશનું આયોજન આપણે પોતે ન કરતાં બીજા દેશો પાસે કરાવીએ, આપણે અમુક ખર્ચ કરીએ કે ન કરીએ, અથવા તો કઇ રીતે કરીએ, ઓછું કરીએ કે વધારે કરીએ એ બધું આપણા હાથમા નથી રહેતું, બીજા દેશોના હાથમા રહે છે

આપણા પ્લેનિંગના સ્વામી આપણે નથી તેવી સ્થિતિ આજે પ્રત્યેક દેશની છે અમેરિકા આજે સમર્થ હોવા છતાં, એનું પ્લેનિંગ રશિયા તરફ જોઇને થાય છે; અને રશિયા સમર્થ હોવા છતાં એનું પ્લેનિંગ અમેરિકા તરફ જોઇને થાય છે પોતાનું પ્લેનિંગ પોતે કરીએ - તેવું આજે નથી એટલે સાચા અર્થ અર્થમાં આજે કોઈ પણ દેશને

સ્વરાજ્ય નથી મળ્યુ

એનો ઉપાય લોકનીતિની સ્થાપના સિવાય બીજો નથી, પરંતુ સવાલ એ પુછાય છે કે જ્યાં સુધી લોકનીતિની સ્થાપના નથી થઈ ત્યાં સુધી વચગાળામાં શું કરીએ? આ વચગાળાનો સવાલ ઊભો થાય છે એ સમજવાની ખાસ જરૂર છે કે દુનિયાના આરંભમાંથી વચગાળો ચાલતો આવ્યો છે, ગઈ કાલ અને આવતી કાલ વચ્ચેનો આજનો દિવસ એ વચગાળો, ગઈ ક્ષણ અને આવતી ક્ષણ વચ્ચેની આ ક્ષણ એ વચગાળો એટલે હંમેશાને માટે, સૌને માટે, વચગાળો જ છે વચગાળાનો સવાલ હંમેશાં આવે છે

હવે જો વચગાળાને નામે મૂળ વસ્તુને દૂર કરવાની વૃત્તિ માણસ સેવે, તો જેમ બધા ધર્મો નકામા થઈ ગયા તેમ અહિંસાનો વિચાર પણ નકામો થઈ જવાનો

તમે જાણો છો કે યુરોપ-અમેરિકામાં ખ્રિસ્તી ધર્મ ચાલે છે અને ખ્રિસ્તી ધર્મ અહિંસા પર જેટલો ભાર મૂકે છે તેટલો ભાર ભાગ્યે જ બીજો કોઈ ધર્મ મૂકતો હશે એમણે અહિંસા અને પ્રેમ પર બહુ સ્પષ્ટ ભાષામાં ભાર મૂક્યો છે પેલા લોકો બાઇબલ દર રવિવારે તો વાંચે છે. બહુ ઓછા લોકો હશે જેમણે બાઇબલ અનેક વાર ન વાંચ્યું હોય શાળામાં પણ છોકરાઓને ભાષાની દૃષ્ટિએ બાઇબલ શીખવવામાં આવે છે, વળી ત્યાં ક્રાઇસ્ટનું નામ લેવાય છે, એના ઉત્સવ પણ થાય છે અને સાથે સાથે શસ્ત્રો પણ વધે છે એનો મેળ શી રીતે બેસે?

કહે છે કે વચગાળા માટે આ કરવું પડે છે, પણ સમાજ જ્યારે પૂર્ણ થશે ત્યારે આવું નહીં કરવું પડે ઈસુનો ઉપદેશ એ પૂર્ણતાનો ઉપદેશ છે, એટલે જ્યારે સમાજ પૂર્ણ બનશે ત્યારે એનો લાભ મળશે ત્યાં સુધી શસ્ત્રો વધારવા પડશે, તો જ ધર્મનું રક્ષણ ન્યાયનું રક્ષણ, સત્યનું રક્ષણ થાય એટલે ઈસુના નામે શસ્ત્રો વધારી લાખો લશ્કર

ઊભાં કરી શકાય, શસ્ત્રની શોધો કરી શકાય અને એને માટે વૈજ્ઞાનિકોએ પોતાનું જીવન આપવું જોઈએ—આ બધું કરી શકાય. અને તે કરવામાં ખ્રિસ્તી ધર્મની અહિંસા પર જે શ્રદ્ધા છે તેનો કશો વિરોધ નથી આવતો, એમ મનાય.

હવે ઈસુ જે શિખામણ આપે છે તેનો અમલ તો સમાજ જ્યારે પૂર્ણ થશે ત્યારે જ થશે; અથવા તો આજ ને આજ જો ઈસુની શિખામણ અમલમાં લાવવાની હોય તો તે માણસના વ્યક્તિગત જીવનમાં લાવી શકાય, પરંતુ સામાજિક રીતે તો જ્યારે સમાજ પૂર્ણ બનશે ત્યારે જ એનો અમલ પૂર્ણ બનશે. વ્યક્તિગત રીતે એનો અમલ વ્યક્તિ આજે ને આજે કરી શકે છે, અને તેય અમુક કરી શકે છે, બધા નહીં. અને ત્રીજું, અહિંસાનું જે શિક્ષણ છે એનો ઉપયોગ આજે સમાજમાં નથી દેખાતો, પણ પરલોકમાં એનો ઉપયોગ દેખાય છે. એનો મર્યા પછી ઉપયોગ થઈ શકે છે

એટલે એક તો વ્યક્તિગત ઉન્નતિ માટે, બીજું સમાજ જ્યારે પૂર્ણ બનશે ત્યારે, અને ત્રીજું આજની અવસ્થામાં, ઇહલોકમાં સમાજને નામે શસ્ત્રાસ્ત્ર વગેરે ઉપયોગી છે, એનો ઈસુની શિખામણની સાથે કશોય વિરોધ નથી, પરંતુ પરલોકને માટે એનો ઉપયોગ છે

જેમ આ લોકો માને છે તેમ આપણા હિંદુ લોકો સિદ્ધાંતમાં તો અદ્વૈતમાં માને છે; પણ વ્યવહારમાં જાતિભેદ જોઈએ, આભડછેટ જોઈએ એમ માને છે. અલબત્ત, વિચાર કરતી વખતે અદ્વૈતની અને શુદ્ધ અદ્વૈતની વાત કરે એક કહે કે અદ્વૈત, તો બીજો કહે કે શુદ્ધ અદ્વૈત; એટલે કે અદ્વૈતને શુદ્ધ કરીએ અને એમાં દોષ કલ્પીને કાઢી સુદ્ધાં નાખીએ, પણ વ્યવહારમાં તો આભડછેટ, જાતિભેદ હોય ! આવી રીતે ધર્મના મૂળભૂત વિચારનો જ છેદ થાય છે. એવી જ રીતે મુસલમાન અને બૌદ્ધ ધર્મ પણ કરે છે

ધર્મના વિચાર વચગાળાની દૃષ્ટિએ સમાજને માટે આજે કામન
થી ઇહલોક માટે નહીં પણ પરલોક માટે આજે કામના છે; અને
ક્તિગત ઉન્નતિને માટે આજે કામના છે. પણ સમાજને માટે તે
માજની દશામાં એ સિદ્ધાંત કામમાં ન આવે; એ તો સમાજ જ્યારે
વું દશાએ પહોંચે ત્યારે જ કામમાં આવે.

જેવી રીતે પેલા ધાર્મિકો માને છે, તે જ રીતે બધા રાજનીતિજ્ઞો
ણ માને છે અને એ જ રીતે જો ગાંધીવિચારવાળા માનશે તો તો
રે તોબા, તોબા, તોબા, એમ કહેવું પડશે. એમાં વળી ગાંધીજીને
મે એવું ચાલે તો તો મને થાય કે ધરતીમાતા ફાટીને મને અંદર
લે તો સારું!